## ૧૪ મો નીલમનો ગઢ

વૈડૂર્યમણિના કિલ્લાની આગળ ચોદમો દશ યોજન ઊંચો નીલમ (ઇન્દ્રનીલ) મણીનો કિલ્લો છે. તેની જમીન શેરીઓ રાજમાર્ગો ઘરો વાવ, કૂવા, તળાવ બધાં નીલમનાં છે. ત્યાં ઘણા યોજનના વિસ્તારવાળુ સોળ પાંખડીનુ સુદર્શન સરખુ પ્રકાશિત કમળ છે. ત્યાં સોળ શક્તિનાં સ્થાનકો છે. કરાલી, વિકરાલી, ઉમા, સરસ્વતી, શ્રી, દુર્ગા, ઉષા, લક્ષ્મી, શ્રુતિ, સ્મૃતિ, ધૃતિ, શ્રદ્ધા, મેધા, મતિ, કાંતિ અને આર્યા આ સોળ શક્તિઓ ત્યાં વસે છે. પ્રત્યેક બ્રહ્માંડમાં રહેલી શક્તિઓની એ ઉપરી છે. ॥ ૮૧–૮૬ ॥

## ૧૫ મો મોતીનો ગઢ

ઈન્દ્રનીલ મણિના કિલ્લાની પછી પંદરમો દશ યોજન ઊંચો મોતીનો કિલ્લો છે. તેમાં પૃથ્વી, માર્ગો વગેરે બધુ મોતીનું છે. તેમાં અષ્ટદલ કમળ છે. તે વિષે દેવીનાં સરખાં આયુધ ધારણ કરનારી, દેવીના સરખી આકૃતિવાળી, જગતના બનાવો જાણનારી, ભુવનેશ્વરીના સરખા શરીરવાળી, દેવીના ઈશારાથી સમજી જનારી, વિદુષી, દેવીના અભિપ્રાયને જાણનારી, ચતુર સુંદર આકૃતિવાળી, આઠ દેવીઓ પોતાની જ્ઞાનશક્તિથી પ્રાણિમાત્રના સમાચાર જાણે છે તેનાં નામ નીચે પ્રમાણે છે. અનંગકુસુમા, અનંગકુસુમાતુરા, અનંગમદના, અનંગમદનાતુરા, ભુવનપાલા, ગગનવેગા, શશિરેખા અને સુંદર આકૃતિવાળી ગગનરેખા. તે દરેક દેવી પાશ, અંકુશ, વરદાન અને અભય ધારણ કરનારી લાલ શરીરવાળી છે. જગતના બનાવો પ્રત્યેક ક્ષણે તે જાણે છે. ॥ ૮૭–૯૩ ॥

## १६ मरकत मणि प्राकारः ॥

मुक्तासालादग्रभागे महामारकतोपरः ॥ सालोत्तमः षोडशो हि दशयोजनदैर्घ्यवान् ॥९४॥
षट्कोणकोष्ठैर्विस्तीर्णः कोणस्था देवताः शृणु ॥ पूर्वकोणे चतुर्वक्त्रो गायत्रीसहितो विधिः ॥९५॥
कुंडिकाक्षगुणाऽभीति दंडायुधधरः परः ॥ तदायुधधरा देवी गायत्री परदेवता ॥९६॥
वेदाः सर्वे मूर्तिमन्तः शास्त्राणि विविधानि च ॥ स्मृतयश्च पुराणानि मूर्तिमन्ति वसंति च ॥९७॥
रक्षःकोणे शंख चक्र गदांबुजकरांबुजा ॥ सावित्री वर्तते तत्र महाविष्णुश्च तादृशः ॥९८॥
वायुकोणे परश्वक्षमालाभयवरान्वितः ॥ महारुद्रो वर्ततेत्र सरस्वत्यापि तादृशी ॥९९॥
ये ये तु रुद्रभेदाः स्युर्दक्षिणास्यादयो नृप ॥ गोरीभेदाश्च ये सर्वे ते तत्र निवसंति हि ॥१००॥
चतुःषष्ठ्यागमा ये च ये चान्येप्यागमाः स्मृताः ॥ ते सर्वे मूर्तिमन्तश्च तत्र वै निवसन्ति हि ॥१०१॥
अग्निकोणे रत्नकुंभं तथा मणिकरंडकं ॥ दधानो निजहस्ताभ्यां कुवेरो धननायकः ॥१०२॥
नानावीरसमायुक्तो महालक्ष्मीसमन्वितः ॥ देव्या निधिपतिस्त्वास्ते स्वगणैः परिवेष्टितः ॥१०३॥
वारुणे तु महाकोणे मदनो रतिसंयुतः ॥ पाशांकुश धनुर्बाणधरो नित्यं विराजते ॥१०४॥
ईशानकोणे विघ्नेशो नित्यं पुष्टिसमन्वितः ॥ पाशांकुशधरो वीरो विघ्नहर्ता विराजते ॥१०५॥

## १७ प्रवाल प्राकारः ॥

महामरकतस्याग्रे शतयोजन दैर्घ्यवान् ॥ प्रवालशालः सप्तदशो कुंकुमारुणविग्रहः ॥१०६॥
तन्मध्ये पंचभूतानां स्वामिन्यः पंच सन्ति च ॥ हृल्लेखा गगना रक्ता चतुर्थी तु करालिका ॥१०७॥
महोच्छुष्मा पंचमी च पंचभूतसमप्रभाः ॥ पाशांकुशवराभीतिधारिण्योऽमितभूषणाः ॥
देवी समानवेशाढ्या नवयौवनगर्विताः ॥१०८॥

## ૧૬ મો મરકત મણિનો ગઢ :

મોતીના કિલ્લાની આગળ સોળમો મરકત મણિનો દશ યોજન ઊંચો ૭ ખૂણા અને ૭ કોઠાવાળો કિલ્લો છે. છએ ખુણાના દેવતા કહું છું સાંભળો. ॥ પૂર્વ દિશાને ૧ લે ખુણે ચાર મુખવાળા કુંડિકા, અક્ષ, પાશ, અભય અને દંડ એ આયુધ ધરનારા અને એજ આયુધ ધરનારી એવી ગાયત્રી દેવી સાથે બ્રહ્મા વસે છે. ॥ ત્યાં બધા વેદો, શાસ્ત્રો, સ્મૃતિઓ અને પુરાણો મૂર્તિમાન વસે છે. ॥ નૈઋત્ય ખૂણાના ૨ જા કોઠામાં શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કરનારા સાવિત્રી અને મહાવિષ્ણુ વસે છે. ॥ વાયવ્ય ખૂણાના ૩ જા કોઠામાં પરશુ અક્ષમાલા, અભય અને વર સાથે મહારુદ્ર અને સરસ્વતી વસે છે. ॥ જે જે વિવિધ પ્રકારના દક્ષિણામૂર્તિ વગેરે રૂદ્રો છે તે અને વિવિધ પ્રકારની ગૌરીઓ છે તે બધાં ત્યાં વસે છે. ॥ ચોસઠ આગમ અને બીજાં શાસ્ત્રો બધાં મૂર્તિમાન થઇ ત્યાં વસે છે. ॥ અગ્નિખૂણાના ૪ થા કોઠામાં રત્નનો કુંભ, ને મણીનો કંડીયો હાથમાં ધારણ કરતા, ધનનો નાયક અનેક વીરો તથા મહાલક્ષ્મી સહિત પોતાના ગણોથી વીંટાયેલા નિધિપતિ કુબેર ત્યાં વસે છે. ॥ ઉત્તર દિશાના ૫ મા કોઠામાં રતિની સાથે પાશ, અંકુશ અને ધનુષબાણ ધારણ કરેલા કામદેવ બીરાજે છે, ઇશાન ખૂણાના ૬ ઠ્ઠા કોઠામાં પુષ્ટિ સાથે પાશ, અંકુશ ધારણ કરેલા વિઘ્ન હર્તા ગણેશ બીરાજે છે. ॥ ૯૪–૧૦૫ ॥

## ૧૭ મો પરવાળાનો ગઢ

મરકત મણિની આગળ સો યોજનનો સત્તરમો પરવાળાનો કેસરી રંગનો કિલ્લો છે. તેમાં પૃથ્વી જળ અગ્નિ વાયુ ને આકાશ એ પાંચ મહાભૂતની પાંચ સ્વામિનીઓ પાશ, અંકુશ, વર અને અભય ધારણ કરનારી, વિવિધ આભૂષણોથી શોભતી, ભુવનેશ્વરીના જેવા વેશવાળી, નવયૌવનના ગર્વવાળી, હૃલ્લેખા, ગગના, રક્તા કરાલિકા અને મહોચ્છુષ્મા નામની પાંચ સ્વામિનીઓ વસે છે. ॥ શ્લોક ૧૦૬ થી ૧૦૮ ॥

## १८ नवरत्न प्राकारः ॥

प्रवालशालादग्रे तु नवरत्न विनिर्मितः ॥ बहुयोजन विस्तीर्णो महाशालोऽस्ति भूमिप ॥१०९॥
तत्र आम्नायदेवीनां सदनानि बहून्यपि ॥ नवरत्नमयान्यत्र तडागाश्च सरांसि च ॥११०॥
श्रीदेव्या येऽवताराः स्युस्ते तत्र निवसन्ति च ॥ निजावरणदेवीभिर्निजभूषणवाहनैः ॥१११॥
सर्वा देव्यो विराजन्ते कोटिसूर्यसमप्रभाः ॥ सप्तकोटि महामंत्रदेवताः सन्ति तत्र हि ॥११२॥

### १८ मो नवरत्नने। गढ

प्रवालना किल्लानी आागळ नवरत्नने। घणा योजन ऊंचो विशाळ किल्लो छे तेमां बधा आाम्नाय देवीआोनां घरो, तळावो वगेरे नवरत्नना छे. देवीना जे जे अवतारो थया छे. ते पण त्यां वसे छे. आावरण देवीआेा पोतपोताना भूषण अने वाहननी साथे कोटि सूर्य सरखी कांतिवाळी त्यां बीराजे छे. सात करोड महामंत्रनी देवताआे त्यां वसे छे ॥ १०९-११२ ॥

## श्री भुवनेश्वरी चिन्तामणि गृहं

नवरत्नमयादग्रे चिंतामणिगृह महत् ॥ तत्रत्य वस्तुमात्रं तु चिंतामणि विनिर्मितं ॥११३॥
सूर्योद्गारोपलैस्तद्वत् चंद्रोद्गारोपलैस्तथा ॥ विद्युत्प्रभोपलैः स्तम्भाः कल्पितास्तु सहस्रशः ॥११४॥

## श्री भुवनेश्वरीनुं चिंतामणि गृह

नवरत्नना किल्ला पछी विशाळ चिंतामणि गृह छे तेमांनी दरेक वस्तु चिंतामणिथी रचेली छे. तेमां सूर्य सरखा, चंद्र सरखा वीजळी सरखा प्रकाशवाळा हजारो थांभलाआेा छे. ॥११३-११४॥

## इतीश्री श्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्र्यां संहितायां मणिद्वीप वर्णनं नाम प्रथमोऽध्यायः ॥ १ ॥

## अथ द्वितियोध्यायः २ ॥ चिंतामणिगृहे देवीस्थानं

व्यास उवाच ॥
तदेव देवीसदनं मध्यभागे विराजते ॥ सहस्रस्तंभसयुक्ताश्चत्वारस्तेषु मण्डपाः ॥ १ ॥
शृंगारमण्डपश्चैको मुक्तिमण्डप एव च ॥ ज्ञानमण्डपसंज्ञश्च तृतीयः परिकीर्तितः ॥ २ ॥
एकान्त मण्डपश्चैव चतुर्थः परिकीर्तितः ॥ नानावितान संयुक्ता नानाधूपैस्तु धूपिताः ॥ ३ ॥
कोटिसूर्यसमाः कान्त्या भ्राजंते मण्डपाः शुभाः ॥ तन्मण्डपानां परित काश्मीरवनिकाः शुभाः ॥ ४ ॥
मल्लिकाकुन्दवनिका यत्र पुष्करिकाः स्थिताः ॥ असंख्याता मृगमदैः पूरितास्तत्सवा नृप ॥ ५ ॥
महा पद्माटवी तद्वद्रत्नसोपाननिर्मिता ॥ सुधारसेन संपूर्णा गुंजन्मत्तमधुव्रताः ॥ ६ ॥
वनिकानां सुगंधैस्तु मणिद्वीप सुवासितः ॥ शृंगारमण्डपे देव्यो गायन्ति विविधैः स्वरैः ॥ ७ ॥
सभासदा· सन्ति देव्यो मध्ये श्री जगदंबिका ॥ मुक्तिमण्डपमध्ये तु शिवा मुक्तिं ददाति च ॥ ८ ॥
ज्ञानोपदेशं कुरुते तृतीये ज्ञानमण्डपे ॥ चतुर्थमण्डपे चैव जगद्रक्षाविचिन्तनम् ॥ ९ ॥

## सिंहासन स्थित भुवनेश्वर महादेवः

मंत्रिणी सहिता नित्यं करोति जगदंबिका ॥ चिंतामणिगृहे राजन् शक्तितत्त्वात्मकैः परैः ॥१०॥
सोपानैर्दशभिर्युक्तो मंचकोऽप्यधिराजते ॥ ब्रह्मा विष्णुश्च रुद्रश्च ईश्वरश्च सदाशिवः ॥११॥
एते मंच सुराः प्रोक्ता फलकस्तु सदाशिवः ॥ तस्योपरि महादेवो राजते भुवनेश्वरः ॥१२॥
या देवी निजलीलार्थं द्विधाभूता बभूवह ॥ सृष्ट्यादौ तु स एवायं तदर्धांगो महेश्वरः ॥१३॥
कन्दर्पदर्पनाशोद्यत्कोटिकन्दर्पसुंदरः ॥ हरिणाऽभीति परशून् वरं च निजबाहुभिः ॥१४॥
दधानः षोडशाब्दोऽसौ देवः सर्वेश्वरो महान् ॥ कोटिसूर्यप्रतीकाशश्चन्द्रकोटिसुशीतलः ॥१५॥
शुद्धस्फटिकसंकाशस्त्रिनेत्रः शीतलद्युतिः ॥ वामांके सन्निषण्णास्य देवी श्री भुवनेश्वरी ॥१६॥

॥ ३९ ॥

## અથ દ્વિતીયોધ્યાયઃ ૨ ॥ ચિંતામણિ ગૃહમાં દેવીનું સ્થાન

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

ચિંતામણિ ગૃહના મધ્યભાગમાં શ્રી ભુવનેશ્વરી દેવીનું ઘર છે તેમાં હજાર હજાર થાંભલાના ચાર મંડપો છે. શૃંગાર મંડપ, મુક્તિમંડપ, જ્ઞાનમંડપ અને એકાંત મંડપ એમ ચાર મંડપો છે. વિવિધ પ્રકારનાં તોરણો, ઉલ્લેચોથી શોભતા, વિવિધ ધુપથી સુગન્ધિત થયેલા, કોટિ સૂર્ય સરખા કાન્તિવાળા તે મંડપોની ચારે તરફ કેસરના બગીચા ડોલર અને મોગરાની વાડીઓ, તળાવડીઓ, અસંખ્ય કસ્તૂરીથી સુગંધીયુક્ત ઝરણાં, કમળોના બગીચાઓ ત્યાં શોભે છે તેમાં રત્નોનાં ઠેકઠેકાણે પગથિયાં છે. અમૃતના રસથી ભરેલી ગુંજારવ કરતા મદભર્યા ભમરાઓથી ઘેરાયેલી હજારો તળાવડીઓ ત્યાં છે. અને તે બધાની સુગંધથી મણિદ્વીપ બહેકી રહ્યો છે શૃંગાર મંડપમાં દેવીઓ વિવિધ સ્વરોથી ગાય છે. સભાસદો પણ દેવીઓ છે. તેની વચમાં જગદંબા બિરાજે છે. મુક્તિમંડપમાં દેવીઓ મનુષ્યોને કષ્ટોમાંથી મુક્ત કરે છે. જ્ઞાનમંડપમાં વિવિધ પ્રકારના જ્ઞાનનો ઉપદેશ આપે છે. ચોથા એકાંત મંડપમાં પોતાની મંત્રિણી સલાહકાર દેવીઓની સાથે જગદંબા જગતની રક્ષાનું ચિંતવન કરે છે ॥ શ્લોક ૧—૯ ॥

## સિંહાસન પર બેઠેલા ભુવનેશ્વર મહાદેવ

ચિંતામણિ ગૃહમાં શક્તિ તત્ત્વવાળાં દશ પગથિયાંવાળું સિંહાસન શોભે છે. બ્રહ્મા, વિષ્ણુ રુદ્ર અને ઇશ્વર એ ચાર એ સિંહાસનના પાયા છે. તે સિંહાસનનું ફલક સદાશિવ છે. તે સિંહાસન ઉપર ભુવનેશ્વર મહાદેવ બીરાજે છે. જે દેવી પોતાની લીલા માટે સૃષ્ટિના પ્રારંભમાં બે સ્વરૂપે થયા હતાં એ દેવીના અર્ધાંગરૂપ મહાદેવ છે. એ સદાશિવ કરોડો કામદેવો કરતાં વધુ રૂપાળા અને કરોડો કામદેવોના ગર્વને ઉતારનારા છે. હરણ, અભય, ફરશી અને વરદાન એ ચાર હાથમાં એમણે ધારણ કરેલાં છે. સોળ વરસની ઉમરના જેવા સ્વરૂપના, સર્વના ઇશ્વર, કોટિસૂર્ય સરખા પ્રકાશમાન, કોટિ ચંદ્ર સરખા શીતળ, શુદ્ધ સ્ફટિક મણિ જેવા રૂપાળા, ત્રણ નેત્રવાળા અને શીતળ કાંતિવાળા ભગવાન મહાદેવ એ સિંહાસન ઉપર બિરાજે છે અને તેના ડાબા ખોળામાં શ્રી ભુવનેશ્વરી દેવી બેઠાં છે. ॥ શ્લોક ૧૦થી૧૬ ॥

## श्री भुवनेश्वरी स्वरूप वर्णनं—१

नवरत्नगणाकीर्ण कांचीदामविराजिता ॥ शुद्धकांचन सनद्ध वैडूर्यांगदभूषणा ॥१७॥
कनत्[1] श्रीचक्र ताटंक[2] चिटंक[3] वदनांबुजा ॥ ललाटकान्ति विभव विनिताधंसुधाकरः ॥१८॥
बिम्बकान्ति तिरस्कारिरदच्छद विराजिता ॥ लसत्कुंकुम कस्तूरी तिलकोद्भासितानना ॥१९॥
दिव्यचूडामणिस्फार[4]चंचचंद्रकसूर्यभा ॥ उद्यत्कवि[5]समस्वच्छ नासाभरण भासुरा ॥२०॥
चिंताक[6] लंबित स्वच्छ मुक्तागुच्छ विराजिता ॥ पाटीर पंक कर्पूर कुंकुमालंकृतस्तनी ॥२१॥
दाडिमीफलबीजाभदंत पंक्ति विराजिता ॥ अनर्घ्यरत्न घटितं मुकुटांचितमस्तका ॥२२॥
मत्तालिमाला विलसदलकाढ्यमुखांबुजा ॥ कलंक कार्श्य निर्मुक्त शरच्चंद्रनिभानना ॥२३॥
जान्हवी सलिलावर्त शोभिनाभि विभूषिता ॥ माणिक्य शकलाबद्ध मुद्रिकांगुलिभूषिता ॥२४॥
पुण्डरीक फलाकार नयनत्रय सुन्दरी ॥ कल्पिताच्छमहाराग पद्मरागोज्ज्वलप्रभा ॥२५॥

## श्री भुवनेश्वरी स्वरूप वर्णनं—२

रत्नकिंकिणिकायुक्त रत्नकंकण शोभिता ॥ मणिमुक्तासरापारलसत्पदक संततिः ॥२६॥
कंचुकी गुफितापार नानारत्न ततिद्युति ॥ मल्लिकापोदि धम्मिल्ल मल्लिकालिसरावृता ॥२७॥
सुवृत्त निबिडोत्तुंग कुचभारालसा शिवा ॥ वरपाशांकुशाभीति लसद् बाहुचतुष्टया ॥२८॥
सर्व शृंगार, वेषाढ्या सुकुमारांगवल्लरी ॥ सौंदर्यधारा सर्वस्था निर्व्याज करुणामयी ॥२९॥
नानासखीभिर्दासीभिस्तथा देवांगनादिभिः ॥ सर्वाभिर्देवताभिस्तु समं बात्परिवेष्टिता ॥३०॥

---

१ कनत् दीप्यमानं, २ ताटंक कर्णभूषणं, ३ चिटंकु सुदरं ४ स्फार विस्तार्ण, ५ कविः शुकतारकः ६ चिताक कंठभूषणं;

## શ્રી ભુવનેશ્વરી સ્વરૂપ વર્ણન ૧

ભગવતી શ્રી ભુવનેશ્વરી નવરત્નથી જડેલી કટિમેખળાથી શોભે છે. સોનાનાં વૈડૂર્ય-મણિથી જડેલો બાજુબંધ પહેરેલો છે. ॥ શ્રીચક્ર સરખા કાનમાં પહેરેલા પ્રકાશમાન આભૂષણથી જેનું મુખ કમળ શોભે છે. લલાટમાં અર્ધચંદ્ર શોભી રહી છે. ॥ પાકેલા ટીડોરાને ભુલાવે એવા લાલ હોઠથી શોભી રહ્યાં છે. ॥ કેસર અને કસ્તુરીના તિલકથી જેના મુખની કાંતિ વધી રહી છે. ચંદ્ર અને સૂર્ય સરખા દિવ્ય ચૂડામણિથી જેનો અંબોડો શોભી રહ્યો છે. ઊગતા શુક્રના તારા જેવી હીરાની નથથી જેનું નાક સુશોભિત છે. ॥ હિરાના હાર સાથે મોતીની માળાથી જેનો કંઠ સુશોભિત છે. કપૂર અને કેસરવાળા ચંદનથી જેનો સ્તનભાગ ચર્ચેલો છે. ॥ દાડમની કળી જેવા દાંતની પંક્તિઓથી રૂપાળાં છે અમૂલ્ય રત્નોથી જડેલા મુગટથી જેનું મસ્તક શોભે છે. મદોન્મત્ત ભમરાની જાણે માળા હોય તેવા કેશથી જેનું મુખારવિંદ સુશોભિત છે શરદ ઋતુના કલંક વિનાના ચંદ્ર જેવું જેનું મુખારવિંદ છે. ॥ ગંગાની ઘૂમરી જેવી નાભિથી જેઓ બહુ રૂપાળાં લાગે છે. અમૂલ્ય માણેકની વીંટીઓથી જેની આંગળીઓ સુશોભિત છે. ॥ કમળ સરખાં ત્રણ નેત્રથી જેનું મુખારવિંદ સુંદર દેખાય છે. પદ્મરાગ મણિ સરખી સ્વચ્છ નિર્મળ લાલ રંગની જેના શરીરની કાંતિ પ્રકાશિત છે.

## શ્રી ભુવનેશ્વરી સ્વરૂપ વર્ણન ૨

રત્નજડિત ઘુઘરીયુવાળાં કંકણથી જેનાં કાંડાં શોભે છે. ॥ મણિ અને મોતીના હારથી દીપી રહ્યાં છે. વિવિધ રત્નથી જડેલી કચુકી ચોળી-કમખો પહેરેલ છે, ॥ સુગંધી પુષ્પોથી જેનો અંબોડો શોભે છે. ગોળ ઘાટીલા સ્તનના ભારથી જેઓ જરા નમેલાં છે. ચાર હાથમાં વર, પાશ, અંકુશ અને અભય મુદ્રા જેણે ધારણ કરી છે ॥ બધા શણગારથી સુશોભિત અને સુકુમાર ૧૬ વર્ષની ઉમરના બાંધાવાળાં અને સૌંદર્યના ભંડારરૂપ, અખંડ કરૂણાળુ શ્રી ભુવનેશ્વરી બિરાજે છે. ॥ પોતાની અનેક સખીઓથી, દાસીઓથી, દેવાંગનાઓથી અને બધા દેવતાઓથી વીંટાયાં છે. ॥ ૧૭-૩૦ ॥

॥ ૪૨ ॥

इच्छाशक्त्या ज्ञानशक्त्या क्रियाशक्त्या समन्विता ॥ लज्जा तुष्टिस्तथा पुष्टिः कीर्तिः कांति क्षमा दया ॥३१॥
बुद्धिर्मेधा स्मृतिर्लक्ष्मीर्मूर्तिमत्योंगनाः स्मृताः ॥ जया च विजया चैवाप्यजिता चापराजिता ॥३२॥
नित्या विलासिनी दोग्ध्री त्वघोरा मंगला नवा ॥ पीठशक्तय एतास्तु सेवन्ते या परांबिकां ॥३३॥
यस्यास्तु पार्श्वभागे स्तो निधी तौ शंखपद्मकौ ॥ सप्तधातुवहानद्यो निधिभ्यां तु विनिर्गताः ॥३४॥
सा देवी भुवनेशानी तद्वामांके विराजते ॥ सर्वज्ञत्वं महेशस्य यत्संगादेव नान्यथा ॥३५॥

## चिंतामणि गृह वर्णन—१

चिंतामणिगृहस्यास्य प्रमाणं शृणु भूमिप ॥ सहस्रयोजनायामविस्तारं वरमवक्षते ॥३६॥
तदुत्तरे महाशाला पूर्वस्माद् द्विगुणा स्मृताः ॥ अंतरिक्षगतं त्वेतत् निराधारं विराजते ॥३७॥
ये ये उपासकाः संति प्रतिब्रह्मांडवर्तिनः ॥ देवेषु नागलोकेषु मनुष्येष्वितरेषु च ॥३८॥
श्री देव्यास्ते च सर्वेपि व्रजंत्यत्रैव भूमिप ॥ देवीक्षेत्रे ये त्यजंति प्राणान्देव्यर्चने रताः ॥३९॥
ते सर्वे यांति तत्रैव यत्र देवी महोत्सवा ॥ मनोरथफला वृक्षा वाप्यः कूपास्तथैव च ॥४०॥
यथेष्टपानफलदा न न्यूनं किंचिदस्ति हि ॥ न रोगा पलितं वापि जरा नापि कदाचन ॥४१॥

## चिंतामणि गृह वर्णन—२

न चिंता न च मात्सर्यं काम क्रोधादिकं तथा ॥ सर्वे युवानः सस्त्रीकाः सर्वे सूर्यसमप्रभाः ॥४२॥
भजंति सततं देवीं तत्र श्रीभुवनेश्वरीं ॥ केचित्सलोकतापन्नाः केचित्सामिप्यतां गताः ॥४३॥
सरूपतां गताः केचित् सार्ष्टितां च परे गताः ॥ या यास्तु देवतास्तत्र प्रतिब्रह्मांडवर्तिनाम् ॥
सप्तकोटि महामंत्र मूर्तिमंत उपासते ॥ समष्टयः स्थितास्तास्तु सेवन्ते जगदीश्वरीं ॥४४॥
महाविद्याश्च सकलाः साम्यावस्थात्मिकां शिवां ॥४५॥

॥ ४३ ॥

ઇચ્છાશક્તિ જ્ઞાનશક્તિ, ક્રિયાશક્તિ, લજ્જા, તુષ્ટિ, પુષ્ટિ; કીર્તિ, કાંતિ, ક્ષમા દયા ॥ બુદ્ધિ, મેધા, સ્મૃતિ, લક્ષ્મી જયા, વિજયા, અજિતા, અપરાજિતા, ॥ નિત્યા, વિલાસિની દોગ્ધ્રી, અઘોરા, મંગલા એ મૂર્તિમતી પીઠ શક્તિઓ જગદંબાની સેવા કરે છે. ॥ જેને ડાબે પડખે શંખ અને પદ્મક નામના નિધિ છે. તેમાંથી સાત ધાતુની નદીઓ વહે છે ॥ એ શ્રી ભુવનેશ્વરી ભુવનેશ્વર મહાદેવના ડાબા ખોળામાં બીરાજે છે. તેથીજ શંકર સર્વ દેવતાઓના ઇશ્વર મહાદેવ થયા છે. ॥ શ્લોક ૩૧–૩૫ ॥

## ચિંતામણિ ગૃહનું વર્ણન–૧

આ ચિંતામણિ ગૃહ, એક હજાર યોજનની લંબાઇ અને વિસ્તારવાળું છે. ॥ તેની ઉત્તરે બમણા વિસ્તારવાળી મહાશાળાઓ છે. આ ચિંતામણિ ગૃહ અંતરિક્ષમાં આધાર વિના રહેલું છે ॥ પ્રત્યેક બ્રહ્માંડમાં રહેનારા દેવલોક, નાગલોક મનુષ્યલોક અને બીજા સ્થાને રહેનારા ભુવનેશ્વરીના બધા ઉપાસકો આ ચિંતામણિ ગૃહમાં આવે છે. ॥ જે મનુષ્યો દેવીનું સ્મરણ કરતાં અને દેવીના સ્થાનમાં પ્રાણ તજે છે તે બધા આહીં આવે છે ॥ આ ચિંતામણિ ગૃહમાં મનવાંછિત ફળ આપનારાં વૃક્ષો છે. આમાં રહેલાં કૂવા અને વાવો, મનવાંછિત પીવાના પદાર્થ આપે છે. ॥ રોગ વૃદ્ધાવસ્થા કે મૃત્યુ આ સ્થાનમાં નથી. ॥ શ્લોક ૩૬–૪૧ ॥

## ચિંતામણિ ગૃહનું વર્ણન–૨

આ લોકમાં આવનારામાં ચિંતા, અદેખાઈ, કામ, ક્રોધ વગેરે નથી, બધા સ્ત્રીઓ વાળા, યુવાવસ્થા વાળા, અને સૂર્યસરખી કાંતિવાળા હોય છે. ॥ તેઓ શ્રી ભુવનેશ્વરીને હમેશાં ભજે છે. તેમાંના કેટલાક હમેશાં આ સર્વ લોકમાં રહેવાની યોગ્યતાયે, કેટલાક દેવીના સમાન રૂપપણાને અને કેટલાક સતત સેવા કરવાની યોગ્યતાને પામેલા છે ॥ પ્રત્યેક બ્રહ્માંડમાં જે જે દેવો વસે છે તેનાં સમષ્ટિ સ્વરૂપો અહીં જગદંબાની સેવા કરે છે. ॥ સાત કરોડ મહામંત્રો અને બધી મહાવિદ્યાઓ મૂર્તિમાન રૂપે રહી કારણ બ્રહ્મરૂપ એવાં અને માયા સ્વરૂપે જેનું શરીર છે એવાં જગદંબાની સેવા કરે છે. ॥૪૨-૪૫॥

॥ ૪૪ ॥

कारणब्रह्मरूपां तां मायास्वरूप विग्रहां ॥ इत्थं राजन्मया प्रोक्तः मणिद्वीपं महत्तरं ॥४६॥
न सूर्यचंद्रौ नो विद्युत् कोटयोग्निस्तथैव च ॥ एतस्य भासा कोटय् श कोटय् शेनापि ते समाः ॥४७॥
रत्न शृंगिसमायुक्त रत्नप्राकारगोपुरं ॥ रत्नपत्रै रत्नफलैर्वृक्षैश्च परिमण्डितं ॥४८॥
नृत्यन्मयूरसंघैश्च कपोतरणितोज्ज्वलं ॥ कोकिलायुगसंलापैः शुकालापैश्च शोभितं ॥४९॥

## चिंतामणि गृह वर्णनं ३

सुरम्य रमणीयांबुलक्षावधिसरोवृतम् ॥ तन्मध्यभागविलसद्रत्नपंकजमण्डितं ॥५०॥
सुगंधिभिः समंतात्तु वासितं शतयोजनं ॥ मन्दमारुतसंभिन्नचलद्द्रुमशताकुलं ॥५१॥
धूपैर्धूपायितं सर्वं मणिदीपायुतोज्ज्वलं ॥ ऐश्वर्यस्य समग्रस्य शृंगारस्याखिलस्य च ॥५२॥
सर्वज्ञतायाः सर्वायास्तेजसश्चाखिलस्य च ॥ राज्ञ आनंदमारस्य ब्रह्मलोकांतभूमिषु ॥५३॥
आनन्दा ये स्थिताः सर्वे तेत्रैवान्तर्भवन्ति हि ॥ इति ते वर्णितं राजन्मणिद्वीपं महोत्तमं ॥५४॥
महादेव्याः परं स्थानं सर्वलोकोत्तमोत्तमं ॥ एतस्य स्मरणात्सद्यः सर्वपापं विनश्यति ॥५५॥
प्राणोत्क्रमणसन्धौ तु श्रुत्वा स्मृत्वात्र गच्छति ॥ संपूर्णां तु कथामेतां पठेन्नित्यं समाहितः ॥५६॥
भूतप्रेतपिशाचादिबाधा तत्र भवेन्न हि ॥ नवीनगृहनिर्माणे वास्तुयागेऽखिले शुभे ॥५७॥
प्रसंगे च विपत्तौ च वंध्यत्वे शृणुयात्सदा ॥ श्रुत्वा कथां पठित्वा च परमानन्दमाप्नुयात् ॥५८॥

આ પ્રમાણે હે રાજા, મેં તને મહાન એવા મણિદ્વીપનું વર્ણન કહી સંભળાવ્યું. ॥ આ મણિદ્વીપની કરોડમાં ભાગે પણ બરોબરી સૂર્ય ચંદ્ર વીજળી કે અગ્નિના પ્રકાશ કરી શકે તેમ નથી. ॥ આ મણિદ્વીપમાં રત્નના મહાલયો, રત્નના દરવાજા, રત્નના પત્ર પુષ્પ ફળ વાળાં વૃક્ષો શોભે છે. નાચતા મોર, પારેવાં, કોયલનાં જોડલાં પોપટ વગેરેના શબ્દોથી તે ગુંજી રહેલ છે. ॥ શ્લોક ૪૬–૪૯ ॥

## ચિંતામણિ ગૃહનું વર્ણન–૩

રમણીય પાણીથી શોભતાં હજારો સરોવર કે જેમાં રત્નનાં કમળો શોભી રહ્યાં છે. સેંકડો યોજન સુધી પ્રસરેલી સુગંધીઓથી સુવાસિત થયેલું ધીમા પવનથી હિલોળા લેતાં સેંકડો ઝાડવાંથી ઘેરાયેલું, ધુપોથી સુંગધી બનેલું, મણિરૂપ દીવાથી પ્રકાશિત, સમગ્ર ઐશ્વર્ય અને શૃંગારના ધામરૂપ અખંડ બ્રહ્માંડના તેજના અને સર્વજ્ઞાતાના સ્થાનરૂપ, રાજાના આનંદથી માંડીને બ્રહ્મલોક પર્યંતના આનંદો જેમાં રહેલા છે એવું તે મણિદ્વીપ છે. ॥ સર્વ લોકોમાં ઉત્તમોત્તમ એવું આ જગદંબાનું સ્થાન છે આ મણિદ્વિપની કથા સાંભળવાથી મનુષ્ય સર્વ પાપથી છુટે છે. પ્રાણ જવા વખતે આ મણિદ્વીપનું વર્ણન સાંભળે તો તે દેવીના લોકને પામે છે. ॥ આ મણિદ્વીપના વર્ણનવાળી દેવીની કથા જે ઘરમાં વંચાય ત્યાં ભૂત, પ્રેત, પિશાચની બાધા નડતી નથી. નવું ઘર બાંધવામાં વાસ્તુ વખતે, વિપત્તિ વખતે, સંતાનની ખોટયવાળાં માણસો આ મણિદ્વીપની કથા સાંભળે તો મનુષ્ય મનવાંછિત ફળ મેળવે છે. ॥ શ્લોક ૫૦–૫૮ ॥

इतिश्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्र्यां संहितायां
श्री मणिद्वीप वर्णने श्री भुवनेश्वर श्री भुवनेश्वरी वर्णने
श्री चिंतामणिगृहवर्णनं, नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

## अथ तृतीयोऽध्यायः ॥३॥ अथ सत्यव्रत कथा

व्यास उवाच ॥

अनक्षरो महामूर्खो नाम्ना सत्यव्रतो द्विजः ॥ श्रुत्वाक्षरं कोलमुखात्समुच्चार्ये स्वयं ततः ॥१॥

बिन्दुहीनं प्रसंगेन जातोसौ विबुधोत्तमः ॥ ऐकारोच्चारणाद् देवी तुष्टा भगवती तदा ॥

चकार कविराजं तं दयार्द्रा परमेश्वरी ॥ स्त्रीपुत्रधनधान्याढ्यं राजोचितसुखैर्युतं ॥२॥

जनमेजय उवाच ॥

कोसौ सत्यव्रतो नाम ब्राह्मणो द्विजसत्तमः ॥ कस्मिन्देशे समुत्पन्नः कीदृशश्च वदस्व मे ॥३॥

कथं तेन श्रुतः शब्दः कथमुच्चारितः पुनः ॥ सिद्धिश्च कीदृशी जाता तस्य विप्रस्य तत्क्षणात् ॥४॥

कथं तुष्टा भवानी सा सर्वज्ञा सर्वसंस्थिता ॥ विस्तरेण वदस्वाद्य कथामेतां मनोरमाम् ॥५॥

सूत उवाच ॥

इति पृष्टस्तदा राज्ञा व्यासः सत्यवतीसुतः ॥ उवाच परमोदारं वचनं रसवच्छुचि ॥६॥

व्यास उवाच ॥

शृणु राजन् प्रवक्ष्यामि कथां पौराणिकीं शुभां ॥ श्रुतां मुनिसमाजेषु मया पूर्वं कुरूद्वह ॥७॥

एकदाहं कुरुश्रेष्ठ कुर्वंस्तीर्थाटनं शुचि ॥ संप्राप्तो नैमिषारण्यं पावनं मुनिसेवितं ॥८॥

प्रणम्याहं मुनीन्सर्वान् स्थितस्तत्र वराश्रमे ॥ कथाप्रसंगे पप्रच्छ जमदग्निर्मुनीन्बुधान् ॥९॥

जमदग्नि उवाच ॥

ब्रह्मा विष्णुस्तथा रुद्रो मघवा वरुणोऽनलः ॥ कुबेरः पवनस्त्वष्टा सेनानीश्च गणाधिपः ॥१०॥

सूर्योऽश्विनौ भगः पूषा निशानाथो ग्रहास्तथा ॥ कश्चात्राराधनीयोऽस्ति को वांछितफलप्रदः ॥११॥

सुखसेव्यश्चाशुतोषो ब्रुवन्तु मुनयोऽनघाः ॥ एतत्प्रश्नोत्तरं तत्र महर्षिर्लोमशोऽब्रवीत ॥१२॥

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

સત્યવ્રત નામનો અભણ મૂર્ખ બ્રાહ્મણ સુવરને મોઢેથી નિકળેલા અનુસ્વાર વિનાના ऐं બીજના પ્રસંગોપાત કરેલા ઉચ્ચારથી પ્રસન્ન થયેલાં ભગવતી દયાળુ ભુવનેશ્વરીએ તેને મહાન કવિ અને વિદ્વાન બનાવ્યો હતો અને તેણે સ્ત્રી પુત્ર ધનધાન્ય સમૃદ્ધિથી યુક્ત થઇ રાજાના જેવા વૈભવ ભોગવ્યા હતા. ॥૧–૨॥

जनमेजय उवाच ॥ જનમેજય કહે છે.

એ સત્યવ્રત નામનો બ્રાહ્મણ કોણ હતો ? કયા દેશનો થયેલો ? તેણે એ શબ્દ કેવી રીતે સાંભળ્યો ? કેમ ઉચ્ચાર્યો ? તેને સિદ્ધિ કઇ રીતે પ્રાપ્ત થઇ ? બધે વ્યાપી રહેલાં દેવી તેને કેવી રીતે પ્રસન્ન થયાં એ બધી મનોહર કથા હે ભગવાન વિસ્તારથી મને કહો ॥ ૩–૫ ॥

सूत उवाच ॥ સૂત પુરાણી કહે છે

એમ જનમેજય રાજાએ પુછવાથી સત્યવતીના પુત્ર વ્યાસે રસિક કથા કહેવા માંડી ॥૬॥

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

હે રાજા, એ જુની પુરાણની કથા કહું છું સાંભળો. એ કથા મેં મુનિઓની સભામાં સાંભળી હતી. એક વખતે હું તીર્થોમાં ફરતો ફરતો મુનિઓએ સેવેલા પવિત્ર નૈમિષારણ્યમાં ગયો. ત્યાં બધા મુનિઓને પ્રણામ કરી આશ્રમમાં બેઠો. વાતચિતના પ્રસંગમાં જમદગ્નિ ઋષિએ વિદ્વાન મુનિઓને પુછ્યું. ૭–૯

जमदग्निः उवाच ॥ જમદગ્નિ ઋષિ કહે છે

હે પવિત્ર મુનિઓ, બ્રહ્મા વિષ્ણુ મહેશ ઇંદ્ર વરૂણ અગ્નિ કુબેર પવન ત્વષ્ટા કાર્તિકસ્વામી ગણપતિ સૂર્ય અશ્વિનીકુમાર ભગ પુષા ચંદ્ર ગ્રહો એ બધામાં કોની ઉપાસના કરવી ? કોણ મનવાંછિત ફળ આપે છે. સરલતાથી ભજી શકાય અને જલદી પ્રસન્ન થાય એવો કયો દેવ છે. તે કહો ત્યારે જમદગ્નિના પ્રશ્નનો ઉત્તર આપતાં લોમશ મુનિ બોલ્યા. ॥ ૧૦–૧૨ ॥

लोमश उवाच ॥

सेवनीया परा शक्तिः सर्वंगद्या शिवा सदा ॥ देवानां जननी सैव ब्रह्मादीनां महात्मनां ॥१३॥
मूलं संसारवृक्षस्य अद्भिमक्तितरेच सा ॥ स्मृता चोच्चारिता देवी ददाति किल वांछितं ॥१४॥
इतिहासं प्रवक्ष्यामि शृण्वन्तु मुनयः शुभं ॥ अक्षरोच्चारणादेव वरः प्राप्तो द्विजेन वै ॥१५॥
कोसलेषु द्विजः कश्चित् देवदत्तेति विश्रुतः ॥ अनपत्यश्चकारेष्टिं पुत्राय विधिपूर्वकं ॥१६॥
तमसातीरमास्थाय कृत्वा मण्डपमुत्तमं ॥ द्विजानाहूय वेदज्ञान्सत्रकर्मविशारदान् ॥१७॥
कृत्वा वेदिं विधानेन स्थापयित्वा विभावसुं ॥ ब्रह्माणं कल्पयामास सुहोत्रं मुनिसत्तमं ॥१८॥
अध्वर्युं याज्ञवल्क्यं च होतारं च बृहस्पतिं ॥ प्रस्तोतारं तथा पैलं उद्गातारं च गोभिलं ॥१९॥
सभ्यानन्यान्मुनीन्कृत्वा विधिवत्प्रददौ वसु ॥ उद्गाता सामगः श्रेष्ठः सप्तस्वरसमन्वित ॥२०॥
रथन्तरमगायत्तत्र स्वरितेन समन्वितं ॥ तदास्य स्वरभंगोऽभूत्कृते श्वासे मुहुर्मुहुः ॥२१॥
देवदत्तश्चकोपाशु गोभिलं प्रत्युवाच ह ॥ मूर्खोसि मुनिमुख्याद्य स्वरभंगस्त्वया कृतः ॥२२॥
काम्यकर्मणि संजाते पुत्रार्थं यजतश्च मे ॥ गोभिलस्तु तदोवाच देवदत्तं सुकोपितः ॥२३॥
मूर्खस्ते भविता पुत्रः शठ शब्दविवर्जितः ॥ सर्वप्राणिशरीरेषु श्वासोच्छ्वासः सुदुर्ग्रहः ॥२४॥
तच्छ्रुत्वा वचनं तस्य गोभिलस्य महात्मनः ॥ शापाद्भीतो देवदत्तस्तमुवाचातिदुःखितः ॥२५॥
कथं क्रुद्धोसि विप्रेन्द्र वृथा मयि निरागसि ॥ अक्रोधना हि मुनयो भवंति सुखदाः सदा ॥२६॥
स्वल्पेपराधे विप्रेन्द्र कथं शप्तस्त्वयाह्यहं ॥ अपुत्रोऽहं सुतप्तः प्राक् तापयुक्तः पुनः कृतः ॥२७॥
मूर्खपुत्रादपुत्रत्वं वरं वेदविदो विदुः ॥ तथापि ब्राह्मणो मूर्खः सर्वेषां निंद्य एव हि ॥२८॥
किं करोमीह मूर्खेण पुत्रेण द्विजसत्तम ॥ न पूजार्हो न दानार्हो निंद्यश्च सर्वकर्मसु ॥२९॥
नासने पितृकार्येषु देवकार्येषु स द्विजः ॥ मूर्खः समुपवेश्योस्ति कार्यस्य फलमिच्छता ॥३०॥

લોમશ ઉવાચ ॥ લોમશ મુનિ કહે છે

બધાં મનુષ્યોએ આદ્યા પરા શક્તિની સેવા કરવી. તે બ્રહ્માદિ દેવતાઓની માતા છે, તે સંસારરૂપી વૃક્ષનું મૂળ છે. આદિ પ્રકૃતિ છે. તેનું સ્મરણ ભજન કરવાથી મનવાંછિત ફળ આપે છે. ॥ આ બાબતમાં એક ઇતિહાસ કહું છું સાંભળો. દેવીના એક અક્ષર ઉચ્ચાર માત્રથી એક બ્રાહ્મણે વરદાન મેળવ્યું હતું. કોશલ દેશમાં એક દેવદત્ત નામનો બ્રાહ્મણ રહેતો હતો તેને સંતાન ન હોતું તેથી તેણે તમસા નદીને કાંઠે ઉત્તમ મંડપ બાંધી વેદજ્ઞ, યજ્ઞ કાર્યમાં કુશળ એવા બ્રાહ્મણોને બોલાવી પુત્રેષ્ટિ યજ્ઞ કરાવ્યો. ॥ વિધિવત યજ્ઞની વેદી કરી અગ્નિસ્થાપન કર્યું. સુહોત્ર મુનિને બ્રહ્મા, યાજ્ઞવલ્ક્યને અધ્વર્યુ, બૃહસ્પતિને હોતા, પૈલને પ્રસ્તોતા, ગોભિલને ઉદ્‌ગાતા અને બીજા મુનિઓને સભ્ય સ્થાપી ધનનાં દાન કરી યજ્ઞનો પ્રારંભ કર્યો. સામવેદ પારંગત ઉદ્‌ગાતા ગોભિલે સ્વરિત સાથે સપ્ત સ્વરયુક્ત રથન્તરનું ગાન કર્યું, ત્યારે વખતો વખત શ્વાસ લેવાથી તેને સ્વરભંગ થઇ ગયો. તેથી દેવદત્તે કોપ કરી ગોભિલને કહ્યું હે મુનિઓમાં અગ્રણી ગોભિલ, પુત્ર માટે યજ્ઞ કરતાં એવા મારા આ કામ્યાં કર્મમાં તમે સ્વરભંગ કર્યો. મૂર્ખ લાગો છો. ત્યારે કોપેલા ગોભિલે દેવદત્તને કહ્યું. સર્વ પ્રાણિમાત્ર શ્વાસોચ્છવાસને કાબુમાં રાખી શકતાં નથી, તો મારો સ્વરભંગ થયો એમાં મારો વાંક નથી. છતાં તેં મને મૂર્ખ કહ્યો માટે જા તુને પણ શઠ, શબ્દના જ્ઞાન વિનાનો મૂર્ખ પુત્ર થશે. મહાત્મા ગોભિલનો શાપ સાંભળી ભય પામેલો દેવદત્ત ઘણો દુઃખી થઇ બોલ્યો. હે મુનિઓમાં ઇંદ્ર સરખા મુનિ, નિરપરાધિ એવો જે હું તેના પર તમે શા માટે ક્રોધ કરો છો. મુનિઓ હમેશાં ક્રોધ વિનાના અને સુખ આપનારાજ હોય છે. નાના અપરાધમાં તરત મને શામાટે આવો આકરો શાપ આપ્યો? હું પુત્ર વિનાનો દુઃખી હતો તેને તમે વધુ દુઃખી કર્યો, વેદ જાણનારા વિદ્વાનો કહે છે કે મૂર્ખ દિકરા કરતાં તો દિકરો ન હોય તે વધુ સારૂં છે. તેમાંય જો બ્રાહ્મણ મૂર્ખ હોય તો બધામાં નિંદાને પાત્ર ગણાય છે. ॥૧૩-૨૮॥

राजा:शूद्रसमो ज्ञेयो कर्णिको वेदवर्जितः ॥ विप्राज्यं यस्य राज्ये हि पूज्यन्ते मूर्खधूर्तकाः ॥३१॥
दानमानासनैर्येन वेदहीनो वसति च ॥ तस्मिन् देशे न वस्तव्यं पण्डितेन कथंचन ॥३२॥
गुरुत्वात् वेदविद्विप्रो वेदाभ्यासं करोति हि ॥ क्रीडति पूर्णजारतस्य स्वर्गे प्रमुदिताः किल ॥३३॥
गौघिलाचः किंशुकं वै त्वया वेदविदुत्तम ॥ संसारे मूर्खपुत्रत्वं मरणादतिगर्हितं ॥३४॥
कृपां कुरु महाभाग शापस्यानुग्रहं प्रति ॥ दीनोद्धरणशक्तोऽसि पतामि तव पादयोः ॥३५॥
दयावान् गौमिलस्त्वाह देवदत्तं सुदुःखितं ॥ मूर्खो भूत्वा ह्युतथ्यो वै पुनर्विद्वान् भविष्यति ॥३६॥
सप्तकोपा महान्तो वै पापिष्ठाः कल्पकोपनाः ॥ जलं स्वभावतः शीतं पावकातपयोगतः ॥३७॥
उष्णं भवति तच्छीघ्रं तद्विना शिशिरं भवेत् ॥ इति दत्तवरः सोऽथ मुदितोऽभूद् द्विजर्षभः ॥३८॥
इष्टिं समाप्य विप्रान्वै विससर्ज यथाविधि ॥ कालेन कियता तस्य भार्या [illegible] ॥३९॥
गर्भं दधार काले सा रोहिणी रोहिणीसमा ॥ गर्भाधानादि संस्कारं चकार विधिवद् द्विजः ॥४०॥
शुभेऽह्नि सुषुवे पुत्रं जातकर्म चकार [illegible] ॥ उतथ्य इति पुत्रस्य कृतं नाम पुराविदा ॥४१॥
चकाराष्टमे वर्षे कर्मोपनयनं पिता ॥ वेदमध्यापयामास शुचित्वं वै व्रते स्थितं ॥४२॥
नोच्चचार तथोतथ्यः संस्थितो मुग्धवद्यदा ॥ बहुधा पाठितः पित्रा न दधार मतिं शठः ॥४३॥
मूढवच्चिन्तयत्यर्थं तं शुशोच पिता तदा ॥ एवं कुर्वन्सदाभ्यासं जातो द्वादशवार्षिकः ॥४४॥
न वेद विधिवत् कर्तुं संध्यावन्दनकं विधिं ॥ मूर्खोऽभूदिति लोकेषु गता वार्ताऽतिविस्तरं ॥४५॥
ब्राह्मणेषु च सर्वेषु लोको जहास तं द्विजं ॥ पिता माता च तं निन्दत् मूर्खोऽयमिति भर्त्सयन् ॥४६॥
अंधः पंगुर्वरः पुत्रो न मूर्खस्तु वरः सुतः ॥ निर्जगाम वनं सर्वैर्दुःखितश्च तिरस्कृतः ॥४७॥
गंगातीरे शुभे स्थाने कृत्वाऽऽश्रममनुत्तमं ॥ वन्यां वृत्तिं च संकल्प्य स्थितस्तत्र समाहितः ॥४८॥

હે ઋષિવર્ય, મૂર્ખ પુત્ર મને શું ઉપયોગનો ? તે પૂજાને યોગ્ય ન ગણાય, દાનને યોગ્ય ન ગણાય, બધાં કર્મોમાં મૂર્ખ બ્રાહ્મણ નિંદ્ય ગણાય છે. કર્મના ફળ ઇચ્છનારાઓ પિતૃકાર્યમાં કે દેવકાર્યમાં કોઇ તેને આસને બેસારતા નથી. અભણ વેદવિહીન બ્રાહ્મણને રાજાએ શૂદ્ર સરખો ખેડ્ય કરનારો ગણવો જોઇએ. જેના રાજ્યમાં વેદ નહિ જાણનારા મૂર્ખ બ્રાહ્મણોને દાન માન સ્થાન અપાય છે, પૂજાય છે તેવા રાજ્યને ધિક્કાર છે. તે દેશમાં વિદ્વાનોએ રહેવું નહી. વેદ જાણનારા બ્રાહ્મણોવાળા દેશમાં રહી જે વેદાભ્યાસ કરે તેના પૂર્વજો સ્વર્ગમાં રહી સુખી થાય છે. હે વેદ જાણનાર ગોભિલ મુનિ, તમે આ શું કર્યું ? સંસારમાં રહેનારાને મૂર્ખ પુત્ર થાય એ દુઃખ મરણથી પણ વધુ વસમું છે. હે મહર્ષિ, મારાપર કૃપા કરી શાપનું નિવારણ કરો તમે મારો ઉદ્ધાર કરવા સમર્થ છો. તમારે પગે પડી પ્રાર્થના કરું છું ॥ ૨૯-૩૫॥

દુઃખી થયેલા દેવદત્તને દયાળુ ગોભિલ ઋષિએ કહ્યું જા તારો પુત્ર પ્રથમ મૂર્ખ થઇ પછી વિદ્વાન થાશે. મહાન પુરૂષોનો કોપ થોડી વાર રહે છે અને પાપી માણસો મરે ત્યાં સુધી વેર ઝેર ભુલતા નથી રોષ રાખ્યા કરે છે. પાણીનો સ્વભાવ ઠંડો છે. તે અગ્નિ અને તડકાના સંયોગથી ગરમ થઈ જાય છે. પણ પાછું થોડી વારમાં પોતાના મૂળ ઠંડા સ્વભાવને પામે છે. એ રીતે શાપનું નિવારણ કરવાથી દેવદત્ત રાજી થયો, પછી પુત્રેષ્ટિ યજ્ઞ પુરો થયા પછી બ્રાહ્મણો પોતપોતાને સ્થાને ગયા. થોડા સમય પછી રોહિણી નામની પોતાની સ્ત્રીને ગર્ભ રહ્યો. દેવદત્તે ગર્ભાધાનાદિ સંસ્કાર કર્યાં. પુરે મહિના પુત્ર અવતર્યો. જાત કર્મ સંસ્કાર કર્યાં. તેનું નામ ઉતથ્ય પાડયું. આઠમે વર્ષે તેને જનોઈ દીધી. તેના પિતાએ વેદ ભણાવવા માંડયો પણ એક શબ્દનો પણ ઉચ્ચાર કરતો નહોતો. જડની પેઠે બેસી રહેતો. તેના પિતાએ ભણાવવાની ઘણી ઘણી મહેનત કરી પણ તે કાંઇ શીખ્યો નહી તેથી એના પિતાને બહુ દુઃખ થયું એમ કરતાં તે ૧૨ વરસનો થયો. તે સંધ્યા વંદન આદિ કર્મ જાણતો ન હોતો. ચારે કોર લોકવાયકા ફેલાઈ ગઈ કે ઉતથ્ય સાવ મૂર્ખ છે, તેમ બધા બ્રાહ્મણોમાં પણ તે હાંસીને પાત્ર બન્યો. તેથી તેનાં માતા પિતા પણ આવો મૂર્ખ કયાંથી પાકયો. આંધળો પાંગળો દિકરો સારો. પણ આવો મૂર્ખ દીકરો નકામો છે એમ કહી અપમાન કરવા લાગ્યા. ॥૩૬-૪૬॥

नियमं च परं कृत्वा नासत्यं मब्रवीम्यहं ॥ स्थितस्तत्राश्रमे रम्ये ब्रह्मचर्यपरायण ॥४९॥
न वेदाध्ययनं ध्यानं न देवाराधनं जपं ॥ प्राणायामं न गायत्रीं न मंत्रं वेद स द्विजः ॥५०॥
शौचं स्नानविधिं चैव नच प्राणाग्निहोत्रकं ॥ न संध्यां समिधो होमं न वेदातिथिसत्क्रियां ॥५१॥
सोऽकरोत्प्रातरुत्थाय यत् किंचिद् दंतधावनं ॥ स्नानं च शूद्रवत्तत्र गंगायां मंत्रवर्जितं ॥५२॥
फलान्यादाय वन्यानि मध्याह्नेऽपि यदृच्छया ॥ भक्ष्याभक्ष्यज्ञानहीनं भुंक्ते तत्राबुधो द्विजः ॥५३॥
सत्यं ब्रूते स्थितस्तत्र नानृतं वदते कचित् ॥ जनैः सत्यतपा नाम कृतं तस्य द्विजस्य वै ॥५४॥
नाहितं कस्यचित् कुर्यान्न तथापि हितं क्वचित् ॥ सुखं स्वपिति तत्रैव निर्ममश्चिंतयन्निति ॥५५॥
कदा मे मरणं भावि दुःखं जीवामि कानने ॥ जीवितं धिक्च मूर्खस्य तरसा मरणं वरं ॥५६॥
दैवेनाहं कृतो मूर्खो जातं जन्म वृथा मम ॥ सुरूपा स्त्री यथा वंध्या यथा वा निष्फलो द्रुमः ॥५७॥
अदुग्धदोहा धेनुश्च तथाहं निष्फलः कृतः ॥ किंनु निन्दाम्यहं दैवं पूर्वजन्मजकर्म मे ॥५८॥
न दानं न तपस्तप्तं सेविता न च साधवः ॥ न द्विजाः पूजिता द्रव्यैस्तेन जातोऽस्मि मूढधीः ॥५९॥
वर्तन्ते मुनिपुत्राश्च वेदशास्त्रार्थपारगाः ॥ अहं सुमुढः संजातो दैवयोगेन केनचित् ॥६०॥
एवं विधान वितर्कांश्च कुर्वाणोऽहर्निशं द्विजः ॥ कालातिवाहनं चक्रे विरक्तो विजने वने ॥६१॥

एवं स्थितस्य तु वने विमलोदके वै वर्षाणि तत्र नव पंच गतानि कामं ॥
जातं यशश्च सफलेषु जनेषु कामं सत्यव्रतोऽयमनिशं न मृषाभिभाषी ॥६२॥
तत्रैकदा तु मृगयां रममाण एव प्राप्तो निषादनिषठो धृतचापबाणः ॥
क्रीडन्वनेऽतिविपुलेऽयमतुल्यदेहः क्रूराकृतिर्हननकर्मणि चातिदक्षः ॥६३॥
तेनातिकृष्टेन शरेण विद्धः कोलः किरातेन धनुर्धरेण ॥
पलायमानो भयविह्वलः स मुनेः समीपं द्रुतमाजगाम ॥६४॥

॥ ५४ ॥

એ રીતે બાપથી અપમાન પામતો ઉતથ્ય દુઃખ પામી વનમાં ચાલ્યો ગયો ॥ ગંગાને કાંઠે એક સુંદર આશ્રમ બાંધી રહ્યો. વગડામાં ફળફુલ ખાઇ ત્યાં બ્રહ્મચર્ય પરાયણ થઇ રહેવા લાગ્યો ॥ તેણે એવો એક નિયમ રાખ્યો કે કોઇ દિવસ ખોટું બોલવું નહી ॥ વેદાધ્યયન ધ્યાન દેવપૂજન પ્રાણાયામ ગાયત્રીજપ શૌચ સ્નાનવિધિ પ્રાણાગ્નિહોત્ર સંધ્યા સમિધહોમ અતિથિસત્કાર એમાંનું કાંઇ તે જાણતો ન હોતો. તે સવારમાં ઉઠી દાતણ કરી મંત્ર વિનાનું શુદ્રની પેઠે સ્નાન કરી વનમાંથી જે કાંઇ ફળ મળે તે લાવી બપોરે ભક્ષ્યાભક્ષ્યના જ્ઞાન વિના ખાઇ લેતો. પણ તે સાચું બોલતો. કદી પણ ખોટું બોલતો નહી. તેથી ત્યાં વનમાં રહેનારા માણસોયે તેનું નામ સત્યતપા પાડ્યું. વળી તે કદી કોઇનું ખરાબ કરતો નહી. નિર્ભય થઇ રાતે તે આશ્રમમાં સુઇ રહેતો. તેને એવા વિચાર આવતા કે મારૂં મોત કેદી આવશે? આ દુઃખરૂપી જીવન નકામું છે મૂર્ખનું જીવવું નકામું છે એના કરતાં જલદી મરણ થાય તો સારૂં. દૈવે મને મૂર્ખ બનાવી મારૂં જીવન નકામું કર્યું. સ્ત્રી રૂપાળી હોય છતાં સંતાન વિનાની હોય, ઝાડનું સુંદર હોય પણ ફળ આપતું ન હોય, ગાય રૃષ્ટ પુષ્ટ હોય છતાં દુધ દેતી ન હોય તેમ હું બ્રાહ્મણને પેટે જન્મ્યો છતાં પ્રારબ્ધે મને અભણ બનાવ્યો. પણ મારે પ્રારબ્ધને શું દોષ દેવો. મારા પૂર્વજન્મનુંજ કોઈ ફળ હશે ॥ મેં દાન દીધાં નહી હોય, તપ કર્યું નહી હોય. સાધુ વિદ્વાન સંત પુરૂષની સેવા નહી કરી હોય, બ્રાહ્મણોને ધનથી સંતોષ્યા નહી હોય તેથી હું જન્મનો મૂર્ખ અભણ થયો હઇશ ॥ હું જોઉં છું તો મહર્ષિ મુનિઓના પુત્રો વેદ શાસ્ત્રમાં પારંગત થયેલા છે. ત્યારે હું દૈવયોગે મૂઢ થયો ॥ જીવવાથી કંટાળેલો બ્રાહ્મણનો એ છોકરો એવી રીતના વિચાર કરતો રાત દી નિર્જન વનમાં સમય ગાળતો હતો. એમ વનમાં રહેતાં તેને ૧૪ વર્ષ વીત્યાં આ બ્રાહ્મણ સત્ય બોલે છે કદી ખોટું બોલતો નથી એવી કીર્તિ ચારે કોર ફેલાણી. એમ એ બ્રાહ્મણ ત્યાં રહે છે તેવામાં એક વખત શિકાર કરવામાં હુશીયાર, વિચિત્ર શરીરવાળો, ક્રૂર આકૃતિવાળો નિશઠ નામનો શિકારી હાથમાં રાખેલ ધનુષબાણ સાથે મૃગયા કરવા એ વનમાં આવી ચડ્યો ॥ એ ધનુર્ધારી શિકારીયે બરાબર ખેંચેલા બાણથી એક સુવરને વિંધી નાખ્યો. બાણથી બે બાકળો થયેલો એ સુવર નાશી તે મુનિના આશ્રમમાં પેશી ગયો. ॥૪૭–૬૪॥

अग्रे व्रजंतं रुधिरार्द्रदेहं दृष्ट्वा मुनिः सूकरमाशु विद्धं ॥ ९॥
दयार्द्र भावादतिकंपमानः सारस्वतं बीजमथोच्चचार ॥६५॥
कोल प्रविश्याश्रममंडलं तद् गतो निकुंजे प्रविलीय गूढं ॥
ततः प्रणादाकरणात्कृष्टं चाप दधानोऽतिकरालदेहः ॥६६॥
प्राप्तस्तदंते स च मृग्यमाणो निषादराजः किल काल एव ॥
दृष्ट्वा मुनिं व्याधवरः प्रणम्य प्रपच्छ कोलः क गतो द्विजेपः ॥६७॥
जानामि ते सत्यव्रतं प्रसिद्धं क्षुधार्दितं मे सकलं कुटुम्बं ॥
सत्यं ब्रवीत्वय सत्यव्रतोसि क्षुधातुरो वर्तते पोष्यवर्गः ॥६८॥
तेनेति पृष्टः स मुनिर्महात्मा वितर्कमग्नः प्रबभूव काम ॥
सत्यं न न गेत्र भवेन्न भग्नं न दृष्ट इत्युच्चरितेन किं नै ॥६९॥
गतोत्र कोलः शरविद्धदेहः कथं ब्रवीम्यद्य मृषाऽमृषा वा ॥
क्षुधार्दितोयं परिपृच्छतीह नूनं हनिष्यत्यपि सूकरं वै ॥७०॥
सत्य न सत्यं खलु यत्र हिंसा दयान्वितं चानृतमेव सत्यं ॥
हितं नराणां भवतीह येन तदेव सत्यं न तथान्यथैव ॥७१॥
हितं कथं स्यादुभयोर्विरुद्धयोस्तदुच्चरं किं न यथा मृषा वचः ॥
विचारयन वाडवधर्मसंकटे न प्राप वक्तुं वचनं यथोचितं ॥
तेन प्रसन्ना निजबीजतः शिवा विद्यां दुरापां प्रददौ च तस्मै ॥७२॥
बीजोच्चारणतो देव्या विद्या प्रस्फुरिताऽखिला । वाल्मीकेश्च यथा पूर्वं तथा स ह्यभवत्कविः ॥७३॥
तमुवाच द्विजो व्याधं संमुखस्थं धनुर्धरं ॥ सत्यकामस्तु धर्मात्मा श्लोकमेकं दयापरः ॥७४॥

બાણુથી તુરતનો વિંધાયેલો, આગળ ભાગતો લોહીથી ખરડાયેલો એવા શરીરવાળા સુવરને જોઇ દયાથી કંપતા એ બ્રાહ્મણના મોઢામાંથી ઐ ઐ એ સરસ્વતીનું બીજ નીકળી ગયું અને તે ઐ ઐ એમ બોલવા લાગ્યો ॥ સુવર આશ્રમમાં પેસી ઝાડવાંની આડો સંતાઇ ગયો. કાનસુધી ધનુષની દોરી ખેંચેલી છે અને વિકરાળ શરીરવાળો, કાળ સરખો શિકારી સુવરને ગોતતો સુવરને પગલે પગલે તુરતજ ત્યાં આવી ચડયો અને મુનિને પ્રણામ કરી પુછવા લાગ્યો કે આ તરફ આવેલો સુવર કયાં ગયો તમે દેખ્યો ? ॥ હું જાણું છું કે તમે સત્ય વ્રતવાળા સાચું બોલનારા છો. મારા ઘરનાં બધાં માણસો ભુખથી પીડાય છે. તમે સત્ય વ્રતવાળા છો માટે સાચું બોલો. ભુખ્યા કુટુંબને ખાવાનું પોચાડવાની મારે ઉતાવળ છે. ॥ તેણે એ પ્રમાણે પુછ્યું એટલે મુનિ વિચારમાં પડી ગયો. મેં સુવરને નથી જોયો એમ કહેવા છતાં મારા સત્ય બોલવાના વ્રતનો ભંગ કેઈ રીતે ન થાય. બાણથી વિંધાયેલો સુવર હમણાં આંહીથી પસાર થયો છે તો પછી મારે ખોટું કે સાચું શું બોલવું ? ભુખથી પીડાતા કુટુંબવાળો આ પારાધી પુછે છે એટલે હું બતાવીશ કે તરત મારી નાખશે. જે સત્ય કહેવાથી હિંસા થાતી હોય તે સત્ય નથી, દયા માટે ખોટું બોલવું પડે તો તે સત્યજ ગણાય છે. જેમાં મનુષ્યોનું હિત સમાયેલું છે એજ સત્ય છે તેથી વિરૂદ્ધનું અસત્ય છે. એક બીજાની વિરૂદ્ધ એવા બન્ને હિત કેમ થાય અને મારૂં વચન અસત્ય ન થાય એ રીતે ધર્મ સંકટમાં પડેલો વિચાર કરતો બ્રાહ્મણ કાંઈ ઉત્તર આપી શકયો નહીં તેથી પોતાના બીજના ઉચ્ચારથી પ્રસન્ન થયેલાં ભગવતીએ તેને અમોઘ વિદ્યા આપી. ॥

દેવીના બીજના ઉચ્ચારથી તે બ્રાહ્મણને બધી વિદ્યાઓ સ્ફુરી, પૂર્વે જેમ વાલ્મીકી ઋષિને વિદ્યા પ્રાપ્ત થઈ હતી તેમ આ પણ તત્કાળ મોટો કવિ થયો ॥

તુરત સન્મુખ ઉભેલાં ધનુર્ધારી પારાધીને સત્યવાદી દયાળુ બ્રાહ્મણે એક શ્લોક કહ્યો. ॥ ૬૫–૭૪ ॥

या पश्यति न सा ब्रूते या ब्रूते सा न पश्यति ॥ अहो व्याध स्वकार्यार्थिन् किं पृच्छसि पुनः पुनः ॥७५॥
इत्युक्तस्तु तदा तेन गतोऽसौ पशुहा पुनः ॥ ब्राह्मणस्तु कविर्जातः प्राचेतस इवापरः ॥७६॥
प्रसिद्धः सर्वलोकेषु नाम्ना सत्यतपा द्विजः ॥ सारस्वतं ततो बीजं जजाप विधिपूर्वकं ॥७७॥
पण्डितश्चातिविख्यातो द्विजोऽभूद्धरणीतले ॥ प्रतिपर्व सुगायंति ब्राह्मणा यद्यशः सदा ॥७८॥
तच्छ्रुत्वा सदनं तस्य समागम्य तदाश्रमे ॥ येन त्यक्तः पुरा तेन गृहं नीतोऽतिमानतः ॥७९॥
तस्माद्राजन् सदा सेव्या पूजनीया च भक्तितः ॥ आदिशक्तिः परा देवी जगतां कारणं हि सा ॥८०॥
स्मृता संपूजिता भक्त्या ध्याता चोच्चारिता स्तुता ॥ ददाति वांछितानर्थान् कामदा तेन कीर्त्यते ॥८१॥

व्यास उवाच

इति राजन् श्रुते तत्र मया मुनिसमागमे ॥ लोमशस्य मुखात्कामं देवीमाहात्म्यमुत्तमं ॥८२॥
इति संचिंत्य राजेन्द्र कर्तव्यं च सदार्चनं ॥ भक्त्या परमया देव्याः प्रीत्या च पुरुषर्षभ ॥८३॥

॥५८॥

" જે બુદ્ધિ જુવે છે તે બુદ્ધિ બોલતી નથી. જે બુદ્ધિ બોલે છે તે જોતી નથી પોતાના કામ માટે આવેલા હે પારાધી, વખતો વખત તું શા માટે મને પુછી રહ્યો છો?"

એમ કહ્યું એટલે શિકારી ચાલ્યો ગયો અને બ્રાહ્મણ બૃહસ્પતિ જેવો કવિ થયો. જગતમાં બધે સત્યવ્રત અથવા સત્યતપા નામના બ્રાહ્મણ તરીકે પ્રસિદ્ધ થયો. ત્યારપછી તે વિધિપૂર્વક સારસ્વત ऐं બીજનો જપ કરવા લાગ્યો ॥

એ બ્રાહ્મણ પૃથ્વીમાં પ્રસિદ્ધ પંડિત થયો. બ્રાહ્મણો દરેક ઉત્સવોમાં યજ્ઞોમાં તેની કીર્તિ ગાયા કરે છે ॥

એ વાત સાંભળવાથી તેનાં માતા પિતા અને કુટુંબીઓ ત્યાં આશ્રમમાં આવી માનપૂર્વક પોતાને ઘેર તેડી ગયાં ॥

માટે હે રાજા પરા આદિ શક્તિ જગતના કારણરૂપ એવાં ભગવતી હમેશાં દરેક સેવવાં, દેવીનું સ્મરણ પૂજન કરવાથી, ધ્યાન ધરવાથી, તેના મંત્રનો જપ સ્તુતિ કરવાથી બધા મનોરથ પૂરા થાય છે તેથી તે કામદા કહેવાય છે. ॥

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

હે જનમેજય રાજા, મુનિઓની એ સભામાં લોમશ મુનિના મુખથી ઉત્તમ દેવીનું ઉપર પ્રમાણેનું ચરિત્ર મેં સાંભળ્યું હતું. માટે વિચાર કરી હે રાજા, ઉત્તમ ભક્તિ અને પ્રીતિવડે ભગવતીનું પૂજન અર્ચન બધાએ કરવું. ॥ ૭૫–૮૩ ॥

इतिश्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्त्र्यां संहितायां उतथ्यब्राह्मणस्य सत्यव्रताख्यस्य चरित्रे तृतीयोऽध्यायः ॥ ३॥

# अथ चतुर्थोऽध्यायः ॥४॥ ध्रुवसंधि नृप कथा.

व्यास उवाच ॥ इतिहासं पुराणं च कथयामि सुविस्तरं ॥ १ ॥
शृणु राजन्द्र वक्ष्यामि देव्याश्चरितमुत्तमं ॥ पुष्पपुत्रो महातेजा ध्रुवसंधिरिति श्रुतः ॥ २ ॥
कोसलेषु नृपश्रेष्ठः सूर्यवंशसमुद्भवः ॥ अयोध्यायां समृद्धायां राज्यं चक्रे शुचिव्रतः ॥ ३ ॥
धर्मात्मा सत्यसंधश्च वर्णाश्रमहिते रतः ॥ स्वां स्वां वृत्तिं समास्थाय तद्राज्ये धर्मतोवसन् ॥ ४ ॥
ब्राह्मणाः क्षत्रिया वैश्याः शूद्राश्चान्यास्तथा प्रजाः ॥ मनोरमा सुरूपा च लीलावती गुणान्विता ॥ ५ ॥
द्वे पत्न्यौ रूपसम्पन्ने ह्यासतुः कामभोगदे ॥ क्रीडागिरौ दीर्घिकासु सौधकुंजवनेषु च ॥ ६ ॥
विजहार स पत्नीभ्यां गृहेषूपवनेषु च ॥ सुदर्शनाभिधं पुत्रं राजलक्षणसंयुतं ॥ ७ ॥
मनोरमा शुभे काले सुषुवे पुत्रमुत्तमं ॥ सुषुवे सुंदरं पुत्रं शुभे पक्षे दिने तथा ॥ ८ ॥
लीलावत्यपि तत्पत्नी सुषुवे चोत्तमं सुतं ॥ ददौ दानानि विप्रेभ्यः पुत्रजन्मप्रमोदितः ॥ ९ ॥
चकार नृपतिस्तत्र जातकर्मादिकं द्वयोः ॥ चूडाकर्म तयोश्चक्रे जहतुर्नृपतेर्मनः ॥१०॥
प्रीतिं तयोः समां राजा चकार नान्तरं क्वचित् ॥ तयोः सुदर्शनः श्रेष्ठः शत्रुजित् चारुवागभूत ॥११॥
क्रीडमानावुभौ कांतौ लोकानामनुरंजकौ ॥ प्रजानां वल्लभः सोऽभूत्तथा मंत्रिजनस्य वै ॥१२॥
नृपतेः प्रीतिजनकौ मंजुवाक् चारुदर्शनः ॥ एवं गच्छति काले तु ध्रुवसंधिर्नृपोत्तमः ॥१३॥
प्रीतिं तस्मिन्नृपश्चक्रे न तथा स सुदर्शने ॥ निघ्नन्मृगान् रुरून कंबून् सूकरान्गवयान्शशान् ॥१४॥
जगाम वनमध्ये तु मृगयाभिरतः सदा ॥ तत्र घोरे वने सिंहो ननाद मेघनिःस्वनः ॥१५॥
महिषान् शरभान् खड्गान् चिक्रीड नृपतिर्वने ॥ दृष्ट्वाग्रे नृपतिं सिंहो गर्जनापूरितांबरः ॥१६॥
राज्ञा शिलीमुखेनादौ विद्धः क्रोधवशंगतः ॥ हन्तुं नृपतिमाकाशादुत्पपातातिकोपनः ॥१७॥
कृत्वा चोर्ध्वं स लांगूलं प्रसारित बृहत्सटः ॥ वामे चर्म समादाय स्थितः सिंह इवापरः ॥१८॥
नृपतिस्तरसा वीक्ष्य दधारासिं करे तदा ॥ अमुंचन्कुपिताः कामं सिंहोपरि रुषान्विताः ॥१९॥
सेवकास्तस्य ये सर्वे तेपि बाणान् पृथक् पृथक् ॥ उत्पपात ततः सिंहो नृपस्योपरि दारुणः ॥ हाहाकारो महानासीत् खड्गेनाभ्यहनन्नृपः ॥२०॥

# ચોથો અધ્યાય ॥ ૪ ॥ ધ્રુવસંધિ રાજાની કથા

વ્યાસ ઉવાચ ॥ વ્યાસ કહે છે

હે જન્મેજય રાજા, દેવીના ચરિત્રનો જૂનો બીજો એક ઇતિહાસ વિસ્તારથી કહું છું તે સાંભળો. કોશલ દેશમાં સૂર્યવંશી મોટા તેજસ્વી પુષ્પ રાજાના પુત્ર ધ્રુવસંધિ નામના રાજા હતા. તે ધર્માત્મા સત્યવાદી વર્ણાશ્રમ ધર્મમાં પ્રીતિવાળા, પવિત્ર આચરણવાળા એ રાજા ઐશ્વર્યથી ભરેલી અયોધ્યા નગરીમાં રાજ્ય કરતા હતા. તેના રાજ્યમાં બ્રાહ્મણો ક્ષત્રિયો વૈશ્યો શૂદ્રો અને બીજી પ્રજા પોતપોતાના વર્ણાશ્રમ ધર્મને અનુસરી વસતી હતી. તે રાજાને રૂપ રૂપના અવતાર જેવી મનોરમા અને લીલાવતી નામની વૈભવ વિલાસ આપનારી બે સ્ત્રીઓ હતી. તે રાજા બેઉ સ્ત્રીઓ સાથે રાજમહેલમાં, બગીચાઓમાં ક્રીડાપર્વતોમાં, વન ઉપવનમાં વિહાર કરતા હતા. મનોરમા રાણીએ રાજાનાં લક્ષણવાળા સુદર્શન નામના પુત્રને જન્મ આપ્યો, તે જ વખતે તેની શોક્ય લીલાવતીને પણ સુંદર પુત્ર અવતર્યો. રાજાએ બંને પુત્રોના જાતકર્માદિ સંસ્કાર કર્યા અને બ્રાહ્મણોને વિવિધ પ્રકારનાં દાન આપ્યાં ॥ રાજા બંને પુત્રો ઉપર સરખી પ્રિતી રાખતા હતા. ત્યાર પછી બંનેના વેદવિધિ પ્રમાણે બાળમોવાળા ઉતારવામાં આવ્યા. બંને કુંવરો પ્રજાને પણ પ્રિય હતા. સુદર્શન રૂપાળો હતો. શત્રુજિત સુંદર વાણી બોલતો હતો. સુદર્શન પ્રજામાં અને મંત્રીઓમાં વધુ પ્રિય હતો. કાળે કરી રાજાની પ્રીતિ શત્રુજિત ઉપર હતી તેટલી સુદર્શન ઉપર દેખાતી ન હતી. એક દિવસે ધ્રુવસંધિ રાજા મૃગયા રમવા વનમાં ગયા. ત્યાં મૃગ, સુવર, રોઝ, સસલાં, કાળીયાત, જંગલી પાડા, ગેંડા વગેરે જનાવરોને હણતા વનમાં મૃગયાની ક્રીડા કરતા હતા. ત્યાં વનની ઝાડીમાંથી એક સિંહ નીકળ્યો. રાજાએ બાણથી તેને વીંધ્યો. ત્યારે ક્રોધાયમાન થયેલા સિંહે પોતાની સામે રાજાને જોઈ મેઘના જેવી ભયંકર ગર્જના કરી પૂંછડું ઊંચું ઉલાળી કેશવાળીને ધુણાવતો રાજાને હણવા માટે ભયંકર છલંગ મારી. રાજાએ સિંહને પોતાપર પડતો જોઈ એકદમ જમણા હાથમાં તલવાર લઈ અને ડાબા હાથમાં ઢાલ લઈ સિંહની સામે તે લડવા કુદ્યા. ॥ શ્લોક ૧–૨૧ ॥

सोऽपि क्रूरैर्नखाग्रैश्च तत्रोत्पत्य विदारितः ॥ स नखैराहतो राजा पपात च ममार च ॥२१॥
मृतः सिंहोऽपि तत्रैव भूपतिश्च तथा मृतः ॥
चुक्रुशुः सैनिकाः - सर्वे निर्जघ्नुर्विशिखैस्तदा ॥ सैनिकैर्मंत्रिमुख्याश्च तत्रागत्य निवेदिताः ॥२२॥
परलोकगतं भूपं श्रुत्वा ते मंत्रिसत्तमाः ॥ संस्कारं कारयामासुर्गत्वा तत्र वनांतिके ॥२३॥
परलोकक्रियां चक्रे वसिष्ठो विधिपूर्वकं ॥ प्रजाः प्रकृतयश्चैव वसिष्ठश्च महामुनिः ॥२४॥
सुदर्शनं नृपं कर्तुं मंत्रं चक्रुः परस्परं ॥ धर्मपत्नीसुतः शांतः पुरुषश्च सुलक्षणः ॥२५॥
अयं नृपासनार्हश्च ह्यब्रुवन् मुनिसत्तमाः ॥ बालोऽपि धर्मवान् राजा नृपासनमिहार्हति ॥२६॥
मृतं जामातरं श्रुत्वा लीलावत्याः पिता तदा ॥ कृत्वा मंत्रं मंत्रिवृद्धैर्युधाजिन्नाम पार्थिवः ॥२७॥
अयोध्यायामाजगाम शीघ्रमुज्जयिनीपतिः ॥ ससैन्य आजगामासौ दौहित्रप्रियकाम्यया ॥२८॥
मनोरमापिता चापि कलिंगाधिपतिर्नृपः ॥ वीरसेनस्तथाऽऽयात सुदर्शनहितेच्छया ॥२९॥
मंत्रिभिश्चक्रतुर्मंत्रमुभौ राज्यस्य कारणात् ॥ युधाजित्तु तदाऽपृच्छज्ज्येष्ठः कः सुतयोर्द्वयोः ॥३०॥
ज्येष्ठः प्राप्नोति राज्यं वै कनीयान्न कदाचन ॥ वीरसेनोऽपि तत्राह धर्मपत्नीसुतः किल ॥३१॥
राज्यार्हः स यथा राजन् शास्त्रज्ञेभ्यो मया श्रुतं ॥ युधाजिदाह ज्येष्ठोऽयं राजलक्षणसंयुतः ॥३२॥
तथा सुदर्शनो नास्ति विवादो नृपयोरभूत् ॥ लुब्धयोस्तमपाकर्तुं न क्षमः कोऽप्यभूत्तदा ॥३३॥
युधाजिन्मंत्रिणः प्राह यूयं स्वार्थपरायणाः ॥ सुदर्शनं नृपं कृत्वा धनं भोक्तुं किलेच्छथ ॥३४॥
ज्येष्ठोऽस्ति शत्रुजित्तस्मात्ततो योग्यो नृपासने ॥ मयि जीवति कः कुर्यात्कनीयांसं नृपं किल ॥३५॥
त्यक्त्वा ज्येष्ठं स सैन्यं च करिष्याम्याहवं ध्रुवं ॥ दृष्ट्वा विवदमानौ तौ व्यग्राः प्रजाश्च मंत्रिणः ॥३६॥
समाजग्मुश्च सामंताः ससैन्याः क्लेशतत्पराः ॥ विग्रहं ज्ञात्वा (?) परस्परमतं द्विताः ॥३७॥
निषादा आययुस्तत्र शृंगवेरपुराश्रयाः ॥ राजद्रव्यमपाहर्तुं मृतं श्रुत्वा महीपतिं ॥३८॥
पुत्रौ च बालकौ श्रुत्वा विग्रहं च परस्परं ॥ चोरास्तत्र समाजग्मुर्देशदेशांतरादपि ॥३९॥
संमर्दस्तत्र संजातः कलहे समुपस्थिते ॥ युधाजिद्वीरसेनश्च युद्धोद्युक्तौ बभूवतुः ॥४०॥

રાજાના સેવકો પણ ચારે કોર ફરી વળી સિંહ પર ક્રોધાયમાન થઈ બાણ ફેંકવા લાગ્યા. કૂદેલો સિંહ રાજા ઉપર પડ્યો ત્યારે હાહાકાર થઈ ગયો. રાજાએ તલવારથી સિંહને હણ્યો. સિંહે પણ ભયંકર નખથી રાજાને ચીરી નાખ્યો. એટલે રાજા પણ જમીન ઉપર પડી મરી ગયા. બાણથી વીંધેલો સિંહ પણ મૃત્યુ પામ્યો. સૈનિકોએ ગામમાં જઈ મંત્રીઓને આ ખબર આપ્યા.

મંત્રીઓયે વનમાં આવી મૃત્યુ પામેલા રાજાના અંત્યેષ્ટિ સંસ્કાર કર્યા. વસિષ્ઠે અને પ્રજાએ વિધિપૂર્વક ઉત્તરક્રિયા કરી. પછી પ્રજા અને મંત્રીઓએ ભેગા મળી વિચાર કરી સારા લક્ષણવાળો શાંત સ્વભાવનો સુદર્શન ગાદીએ બેસાડવા યોગ્ય છે એમ કહી વિધિ પ્રમાણે તેને અયોધ્યાની ગાદીએ બેસાર્યો. લીલાવતીનો પિતા યુધાજિત નામનો ઉજ્જયિનીનો રાજા પોતાના જમાઇના મરણના સમાચાર સાંભળી મંત્રીઓ તથા સૈન્ય સાથે પોતાના ભાણેજનું પ્રિય કરવા માટે અયોધ્યામાં આવ્યો.

કલિંગ દેશનો રાજા મનોરમાનો પિતા વીરસેન પણ પોતાના ભાણેજ સુદર્શનના હિત માટે અયોધ્યામાં આવ્યો. મંત્રીઓ સાથે રાજ્ય કોને આપવું એ બાબત બધા વિચાર કરવા લાગ્યા. યુધાજિત પૂછે છે કે બંનેમાં મોટા કોણ? મોટા જ રાજને યોગ્ય ગણાય. વીરસેને કહ્યું કે પ્રથમ પરણેલી સ્ત્રી ધર્મપત્ની કહેવાય અને તેનો પુત્ર રાજ્યને યોગ્ય ગણાય એમ શાસ્ત્રકારો પાસેથી મેં સાંભળ્યું છે. આ રીતે યુધાજિત અને વીરસેન વચ્ચે મોટા વિવાદ અને કલહ થયો તે કોઈ મટાડી શક્યું નહી. યુધાજિતે મંત્રીઓને કહ્યું કે તમે બધા ધનને લોભે સ્વાર્થપરાયણ બની નાના સુદર્શનને રાજગાદીએ બેસાર્યો છે. શત્રુજિત મોટા છે માટે તેજ રાજગાદીને લાયક છે. મારા જીવતાં સુદર્શન ગાદી ઉપર રહી શકશે નહી. આ પ્રમાણે વિવાદે ભયંકર રૂપ પકડયું. બંને વચ્ચે અયોધ્યાની ગાદી સંબંધે ભયંકર કલેશ ઉત્પન્ન થયેલો જાણી શૃંગવેરપુરમાં રહેનારા ભીલો અને બીજા દેશદેશાંતરથી ચોર લોકો મોટા લશ્કર સાથે રાજનું ધન લઈ લેવા માટે મરી ગયેલ રાજાને બંને પુત્રો નાના છે એમ સાંભળી અયોધ્યા ઉપર ચડી આવ્યા. યુધાજિત અને વીરસેન પણ યુદ્ધને માટે તૈયાર થયા. ॥૨૧-૪૦॥

इतीश्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्र्यां संहितायां
ध्रुवसंधिमरणं नाम चतुर्थोध्यायः समाप्तः ॥ ४ ॥

# अथ पंचमो अध्यायः ॥५॥ सुदर्शन चरित्रं

व्यास उवाच ॥

संयुगे च सति तत्र भूपयोराहवाय समुपात्तशस्त्रयोः ॥
क्रोधलोभवशयोः समततः संवभूव तुमुलस्तु विग्रहं ॥१॥
संस्थितः स समरे धृतचापः पार्थिवः पृथुलबाहुयुधाजित् ॥
संयुतः स्वबलवाहनादिकैराहवाय कृतनिश्चयो नृपः ॥२॥
वीरसेन इह सैन्यसंयुतः क्षत्रिधर्ममनुसृत्य संगरे ॥
पुत्रिकात्मजहिताय पार्थिवः संस्थितः सुरपतेः समतेजाः ॥३॥
स वाणवृष्टिं विससर्ज पार्थिवो युधाजितं वीक्ष्य रणांगणस्थं ॥
गिरिं तडित्वानिव तोयवृष्टिभिर्युधाजिदप्यक्षिपदस्त्रसंघ ॥४॥
तं वीरसेनो विशिखैः शिलाशितैः समाहणोदाशुगमैरजिह्मगैः ॥
चिच्छेद वाणैश्च शिलीमुखानसौ तेनैव मुक्तानतिवेगपातिनः ॥५॥
गजरथतुरगाणां संवभूवातियुद्धं सुरनरमुनिसंघैर्वीक्षितं चातिघोरं ॥
विततविहगवृन्दैरावृतं व्योम सद्यः पिशितमशितुकामैः काकगृध्रादिभिश्च ॥६॥
तत्राद्भुता क्षतजसिंधुरुवाह घोरा वृन्देभ्य एव गजवीरतुरंगमाणां ॥
त्रासावहा नयनमार्गगता नराणां पापात्मनां रविजमार्गभवेव कामं ॥७॥
आजौ हतोपि नृवरः सुविमानरुढ स्वांके स्थितां सुरवधुं भवदत्यभीष्टं ॥
पश्याधुना मम शरीरमिदं पृथिव्यां वाणाहतं निपतितं करभोरु कान्तं ॥८॥

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

શસ્ત્રાસ્ત્ર ધારણ કરેલા અને સૈન્યથી વીંટળાયેલા ક્રોધ અને લોભને વશ થયેલા યુધાજિત અને વીરસેન બંને રાજાનો ભયંકર રણસંગ્રામ શરૂ થયો. વિશાળ બાહુવાળો યુધાજિત પોતાના સૈન્ય અને વાહનોની સાથે હાથમાં બાણ લઇ આગળ આવ્યો અને ઇન્દ્ર સરખો તેજસ્વી વીરશેન પણ ક્ષત્રિય ધર્મને અનુસરી પોતાના સૈન્ય સાથે લડવા આગળ વધ્યો. સમરાંગણમાં ઉભેલા યુધાજિતને જોઈને વીરસેને બાણની વૃષ્ટિ કરી. યુધાજિત પણ પર્વત ઉપર મેઘ જેમ પાણીની વૃષ્ટિ કરે તેમ બાણ છોડવા મંડયો. વીરસેને પણ અસંખ્ય બાણોની વૃષ્ટિ કરી. ॥

વીરસેને સજાવેલાં, વેગવાળાં ભયંકર બાણોના વેગથી સામા આવતાં યુધાજિતનાં બાણોને કાપી નાખ્યાં, હાથી ઘોડા, રથ અને પાળાઓનું સામસામાં સૈન્યો વચ્ચે ભયંકર યુદ્ધ ચાલવા લાગ્યું. તે વખતે ગીધ, કાગડા, અને બીજાં માંસ ભક્ષી પક્ષીઓથી આકાશ છવાઇ ગયું હતું. ત્યાં હાથી ઘોડા અને બીજા લડનારા કપાઈ ગયેલા શરીરોમાંથી નીકળતા લોહીની નદી ચાલવા માંડી. તે જોનારા માણસોને ત્રાસ ઉપજાવતી હતી. જેવી રીતે યમપુરીમાં જનારાં પાપીઓને વૈતરણી નદી ત્રાસ ઉપજાવે છે. રણમાં હણાતા શૂરવીરો અપ્સરાઓ સાથે વિમાનમાં બેસી પૃથ્વી પર બાણથી હણાયેલા પોતાના સ્થૂળ શરીરને બતાવતા હતા. ॥ શ્લોક ૧-૮ ॥

ભયંકર સંગ્રામમાં દારુણ બાણો વડે યુધાજિતે વીરસેનને હણ્યો. કપાઇ ગયેલા મસ્તકવાળો વીરસેન પૃથ્વી ઉપર પડયો અને તેનું બધું સૈન્ય ચારે દિશાઓ ભાગી છૂટયું.

મનોરમા રણસંગ્રામમાં પોતાના પિતાને મૃત્યુ પામેલા સાંભળીને ભયથી કંપવા માંડી. તેણે વિચાર્યું કે દુષ્ટ, પાપી યુધાજિત મારા પિતાના વેરને સંભારી મારા પુત્રને જરૂર મારી નાંખશે. હવે હું શું કરું, કયાં જાઉં. મારા પિતા તો રણમાં હણાઇ ગયા, પતિના મરણનું દુઃખ મને હજી પીડા કરે છે, અને અમારો પુત્ર બાળક છે, લોભને વશ થયેલા પાપી માણસો શું અનર્થ નથી કરતા ? આ યુધાજિત



॥ ૬૫ ॥

जघान वीरसेनं तं बाणैस्तीव्रैः सुदारुणैः ॥९॥

संग्रामे संवृते तत्र युधाजित् पृथिवीपतिः ॥ प्रभग्नं तद्बलं सर्वं निर्गतं च चतुर्दिशं ॥१०॥

निहतः स पपातोर्व्यां छिन्नमूर्धा महीपतिः ॥ भयत्रस्ताथ संजाता पितुर्वैरमनुस्मरन् ॥११॥

मनोरमा हतं श्रुत्वा पितरं रणमूर्धनि ॥ राज्यलोभेन पापात्मा सेति चिंतापराभवत् ॥१२॥

हनिष्यति युधाजिद्वै पुत्रं मम दुराशयः ॥ भर्तुर्मृत्योस्तीव्रदुःखं पुत्रोयं मम बालकः ॥१३॥

किं करोमि क्व गच्छामि पिता मे निहतो रणे ॥ किं न कुर्याद्यदाविष्टः पापं पार्थिवसत्तमः ॥१४॥

लोभोऽतीव च पापिष्ठस्तेन को न वशीकृतः ॥ हन्ति लोभसमाविष्टो जनो नात्र विचारणा ॥१५॥

पितरं मातरं भ्रातॄन् गुरून्स्वजनबांधवान् ॥ करोति किल तृष्णार्तो धर्मत्यागं तथा पुनः ॥१६॥

अभक्ष्यभक्षणं लोभादगम्यागमनं तथा ॥ यदाधारे स्थिता चाहं पालयामि सुतं शुभं ॥१७॥

न सहायोस्ति मे कश्चित् नगरेत्र महाबलः ॥ न मे त्रातास्ति भुवने येन श्रेयोहमाप्नुयां ॥१८॥

हते पुत्रे नृपेणाद्य किं करिष्याम्यहं पुनः ॥ लीलावती न मे पुत्रे भविष्यति दयावती ॥१९॥

सापि वैरयुता कामं सपत्नी सर्वदा भवेत् ॥ ज्ञात्वा बालं सुतं सोद्य कारागारं नयिष्यति ॥२०॥

युधाजिति समायाते न मे निःसरणं भवेत् ॥ कृन्तितः सप्तधा पश्चात् कृत्वास्ते सप्तधा ॥२१॥

श्रूयते हि पुरेन्द्रेण मातुर्गर्भगतः शिशुः ॥ तेनासौ सगरो नाम विख्यातो भुवि मंडले ॥२२॥

सपत्न्यै गरलं दत्तं सपत्न्या नृपभार्यया ॥ रामः प्रव्राजितो ज्येष्ठो मृतो दशरथो नृपः ॥२३॥

जीवमानेथ भर्ता वै कैकय्या नृपभार्यया ॥ निपुणं सर्वकार्येषु चिन्त्य मंत्रिवरोत्तमं ॥२४॥

इति संचित्य सा बाला विदल्लं श्रेष्ठमानसं ॥ गृहीत्वा बालकं हस्ते रुदंती दीनमानसा ॥२५॥

समाहूय तमेकान्ते प्रोवाच बहुदुःखिता ॥

॥ ६६ ॥

રાજા લોભને આધીન થઈ કર્યું પાપ ન કરે ? હમેશાં લોભને આધીન, થયેલો માણસ પિતાને, માતાને, ભાઈઓને, ગુરુઓને, મોટરાંને સ્વજન અને બાંધવોને હણવામાં જરા પણ વિચાર કરતો નથી. લોભને આધીન થયેલો અભક્ષ્ય વસ્તુનું ભક્ષણ કરે છે. અગમ્યા સ્ત્રીનું ગમન કરે છે અને પોતાના ધર્મનો પણ ત્યાગ કરે છે. આજ અયોધ્યામાં મારા પુત્રનું રક્ષણ કરે એવો અને મને સહાય આપનારો કોઈ બળવાન પુરુષ હું જોતી નથી કે જેને આધારે રહી હું મારા પુત્રનું રક્ષણ પાલન કરી શકું. જો મારા પુત્રને આ રાજા મારી નાખશે તો હું શું કરીશ. અત્યારે મારું રક્ષણ કરનાર આ જગતમાં કોઈ નથી કે જેથી કરીને મારું કલ્યાણ થાય. ॥

મારી શોક્ય લીલાવતી પણ મારી સાથે વેર જ રાખે છે. મારા પુત્ર પર તે કદી દયા કરે નહીં. જો હવે તુરતમાં યુધાજિત અહીં આવી ચડશે તો હું બહાર નીકળી શકીશ નહીં અને મારા પુત્ર સાથે પ્રથમ તો મને કેદ કરશે. સંભળાય છે કે ઇંદ્રે માના ગર્ભમાં રહેલા બાળકના ઓગણપચાસ કટકા કર્યા હતા અને પોતાની શોક્યે શોક્યના પેટમાં રહેલા ગર્ભને ઝેર દીધું હતું. તેથી સગર નામના રાજા થયેલા. કૈકયીએ પોતાના પતિ જીવતાં છતાં ગાદીને લાયક મોટેરા રામને વનમાં કાઢ્યા હતા અને દશરથ રાજાનું મરણ થયું હતું. આવી રીતે અનેક વિચાર કર્યા પછી મનોરમાએ પોતાના વિશ્વાસુ અને રાજકાજમાં કુશળ એવા વિદલ્લ નામના મંત્રીને બોલાવી પોતાના બાળકને હાથમાં લઈ રોતી દીન મનવાળી બહુ દુઃખી થયેલી મનોરમા કહેવા લાગી. ॥ ૯—૨૫ ॥

મારા પિતા લડાઈમાં મરાણા, આ પુત્ર બાળક છે. યુધાજિત રાજા બળવાન છે. આ ટાણે મારે શું કરવું તે કહો. ॥ મનોરમાને વિદલ્લે સલાહ આપી કે હવે આંહી રહેવું નહી. આપણે તુરતમાં વનમાં ચાલ્યા જાયે અને પછી કાશી જાશું. ॥ ત્યાં તમારો બળવાન મામો સુબાહુ વસે છે તે આપણું રક્ષણ કરશે ॥ નીકળી જવાનો નિશ્ચય કરી મનોરમાયે લીલાવતી પાસે જઈ કહ્યું કે મારા મરણ પામેલા પિતાને જોવા જાઉં છું ॥ એમ કહી રથમાં બેસી પોતાની દાસી સૈરંધ્રી અને વિદલ્લ મંત્રી સાથે નગરની બહાર નીકળી રણભૂમિમાં ગઈ ॥ ત્યાં યુધાજિતને તથા મરણ પામેલા પિતા વીરસેનને જોઈ તેનો અંત્યેષ્ટિ સંસ્કાર કરી કંપતી ભયભીત થયેલી ઉતાવળે રથમાં બેસી નીકળી ગઈ. ૨૬—૩૧

युधाजिद् बलवान् राजा किं विधेयं वदस्व मे ॥२६॥

पिता मे निहतः संख्ये पुत्रोयं बालकस्तथा ॥ गमिष्यामो वने कामं वाराणस्यां पुनः किल ॥२७॥

तामुवाच विदल्लोसौ नात्र स्थातव्यमेव च ॥ सुबाहुरिति विख्यातो रक्षिता स भविष्यति ॥२८॥

तत्र ते मातुलः श्रीमान् वर्तते बलवत्तरः ॥ उवाच पितरं द्रष्टुं गच्छाम्यद्य सुलोचने ॥२९॥

इत्युक्ता तेन सा राज्ञी गत्वा लीलावतीं प्रति ॥ विदल्लेन च संयुक्ता निःसृता नगराद् बहिः ॥३०॥

इत्युक्त्वा रथमारुह्य सैरन्ध्रीसंयुता तदा ॥ दृष्ट्वा युधाजितं भूपं पितरं गतजीवितं ॥३१॥

त्रस्ता सार्तविरूपणा पितुः शोकसमाकुला ॥ दिनद्वयेन सम्प्राप्ता राज्ञी भागीरथीतटं ॥३२॥

संस्कार्थं च त्वरायुक्ता वेपमाना भयाकुला ॥ रथं चापि गृहीत्वा ते निर्गता दस्यवः शठाः ॥३३॥

निषादैर्लुण्ठिता तत्र गृहीतं सकलं वसु ॥ आरुह्य च भयाच्छीघ्रमुडुपं सा भयाकुला ॥३४॥

रुदन्ती सुतमादाय सैरंध्रीकरलम्बिता ॥ भारद्वाजाश्रमं प्राप्ता संजाता निर्भयः तदा ॥३५॥

तीर्त्वा भागीरथीं पुण्यां ययो त्रिकूटपर्वतं ॥ राज्यभ्रष्टेव वामोरु भासि त्वं कमलेक्षणे ॥३६॥

मुनिना सा ततः पृष्टा कासि कस्य परिग्रहः ॥ रुदंती दुःखसंतप्ता विदल्लं च समादिशत् ॥३७॥

एवं सा मुनिना पृष्टा नोवाच वरवर्णिनी ॥ तस्य भार्या धर्मपत्नी नाम्ना चेयं मनोरमा ॥३८॥

विदल्लस्तमुवाचेदं ध्रुवसंधिर्नृपोत्तमः ॥ पुत्रोयं नृपतेस्तस्य नाम्ना चैव सुदर्शनः ॥३९॥

सिंहेन निहतो राजा सूर्यवंशी महाबलः ॥ युधाजिद्भयसंत्रस्ता संप्राप्ता विजने वने ॥४०॥

अस्याः पिताविधर्मात्मा दौहित्रार्थे मृतो रणे ॥ त्राता भव महाभाग त्वमस्या मुनिसत्तम ॥४१॥

ऋषिरुवाच ॥

निर्भया वस कल्याणि पुत्रं पालय सुव्रते ॥ न ते भयं विशालाक्षि कर्तव्यं शत्रुसंभवं ॥४२॥

पालयस्व सुतं कांतं राजा तेऽयं भविष्यति ॥ इत्युक्ता मुनिना राज्ञी स्वस्था सा संबभूव ह ॥४३॥

उटजे मुनिना दत्ते वीतशोका तदावसत् ॥ सैरंध्रीसहिता तत्र विदल्लेन च संयुता ॥

सुदर्शनं पालयाना न्यवसत्सा सुदर्शना ॥४४॥

બે દિવસે ગંગા નદીને કાંઠે પહોંચી. ત્યાં ભીલ લોકોએ તેની પાસેના ધન તથા દાગીના લુંટી લીધા અને રથ આંચકી લઈ ચોર લોકો ભાગી ગયા. ॥ રુદન કરતી મનોરમા રાણી. પોતાના પુત્રને તેડી સૈરંધ્રીને આધારે ચાલતી ભયથી વિહ્વળ બનેલી એક હુડકામાં બેસી પવિત્ર ગંગાને ઉતરી ॥

ગંગાને પેલે કાંઠે ઉતરી ચિત્રકૂટ ત્રિકુટાચળ પર્વત નજીક ભારદ્વાજ મુનિના આશ્રમમાં પહોંચી ॥ મુનિએ પુછ્યું કે તું કોણ છે. કોની સ્ત્રી છે? હે કમળ સરખાં નેત્રવાળી બાઈ તું કોઈ રાજાની રાણી હો એમ લાગે છે ॥ મુનિએ એમ પુછતાં તે દુઃખથી બળી રહેલી રુદન કરતી કાંઈ બોલી શકી નહી. વિદલ્લને વૃત્તાંત જણાવવા કહ્યું ॥ વિદલ્લે કહ્યું હે મુનિ અયોધ્યાના સૂર્યવંશી રાજા ધ્રુવસંધિની રાણી આ મનોરમા છે ॥ રાજાને સિંહે મારી નાખ્યા, તેનો આ સુદર્શન નામનો કુંવર છે ॥ આ મનોરમાનો પિતા વીરસેન પોતાના ભાણેજ માટે યુધાજિત સાથે લડતાં મરાણો ॥ યુધાજિતના ભયથી કંપતી વિહ્વળ થયેલી આ મનોરમા રાણી આ નિર્જન વગડામાં આવી છે ॥ બાળક પુત્રવાળી આ રાજાની દિકરી અને રાજાની રાણી તમારે શરણે આવી છે. હે મહામુનિ આનું રક્ષણ કરો ॥ ૩૨–૪૧ ॥
ઋષિરુવાચ ॥ ભારદ્વાજ મુનિ કહે છે

હે કલ્યાણિ હે સારા વ્રતવાળી, તું નિર્ભય થઈ આહી રહી તારા પુત્રનું રક્ષણ કર. હે વિશાળનેત્રવાળી રાણી, આંહી તારે શત્રુની લેશ પણ બીક રાખવી નહી ॥ આ તારા પુત્રને તું મોટો કર. આ તારો પુત્ર અયોધ્યાનો રાજા થાશે, મુનિનાં વચન સાંભળી રાણી નિર્ભય થઈ અને મુનિએ આપેલા પાસેના આશ્રમમાં વિદલ્લ અને સૈરંધ્રી સાથે રહેવા લાગી અને પતિ અને પિતાના મરણનું દુઃખ ઓછું કરી સુદર્શનને મોટો કરવા લાગી. ॥ ૪૨–૪૪ ॥

इति श्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्र्यां संहितायां
सुदर्शन चरित्रे पंचमोऽध्यायः ॥ ५ ॥

# अथ षष्ठोध्यायः ॥६॥ सुदर्शन कथा ॥

व्यास उवाच

युधाजित्त्वथ संग्रामादृगत्वायोध्यां महाबलः ॥ मनोरमां च प्रपच्छ सुदर्शनजिघांसया ॥ १ ॥
सेवकान्प्रेषयामास क्व गतेति मुहुर्वदन् ॥ शुभे दिनेथ दौहित्रं स्थापयामास चासने ॥ २ ॥
मंत्रिभिश्च वसिष्ठेन मंत्रैराथर्वणैः शुभैः ॥ अभिषिक्तश्च संपूर्णैः कलशैर्जलपूरितैः ॥ ३ ॥
युधाजिदपि दौहित्रं स्थापयित्वा विधानतः ॥ राज्यं च मंत्रिसात्कृत्वा चलितः स्वां पुरीं प्रति ॥ ४ ॥
श्रुत्वा सुदर्शनं तत्र मुनीनामाश्रमे स्थितं ॥ हन्तुकामो जगामाशु चित्रकूटं च पर्वतं ॥ ५ ॥
निषादाधिपतिं शूरं पुरस्कृत्य बलाभिधं ॥ श्रुत्वा मनोरमा तत्र बभूवातिसुदुःखिता ॥ ६ ॥
आगच्छन्तं बालपुत्रा भयार्ता सैन्यसंयुतं ॥ तमुवाचाथ शोकार्ता मुनिं साश्रुविलोचना ॥ ७ ॥
किंकरोमि क्व गच्छामि युधाजित्समुपस्थितः ॥ पिता मे निहतोनेन दौहित्रो भूपतिः कृतः ॥ ८ ॥
पुरा श्रुतं मया स्वामिन् पांडवा वै वने स्थिताः ॥ मुनीनामाश्रमे पुण्ये पांचाल्यासहितास्तदा ॥ ९ ॥
गतास्ते मृगयां पार्था भ्रातरः पंच एव ते ॥ द्रौपदीसंस्थिता तत्र मुनीनामाश्रमे शुभे ॥१०॥
जयद्रथो जहारेमामनादृत्य मुनीश्वरान् ॥ कस्यचिन्नैव विश्वासः कर्तव्यः सर्वथा बुधैः ॥११॥
एवं हि प्राणिनः सर्वे परस्वादानतत्पराः ॥ वर्तन्ते सततं ब्रह्मन् विश्वासः कीदृशः मुनः ॥१२॥
वृथा तीर्थं वृथा दानं वृथाध्ययनमेव च ॥ लोभमोहावृतानां च कृतं तदकृतं भवेत् ॥१३॥
तस्मादेनं महाभाग विसर्जय गृहं प्रति ॥ सपुत्राहं वसिष्यामि जानकीवद् द्विजोत्तम ॥१४॥
इत्युक्तोसौ मुनिस्तावद् गत्वा युधाजितं नृपं ॥ उवाच वचनं राज्ञे भारद्वाजः प्रतापवान् ॥१५॥
गच्छ राजन् यथाकामं स्वपुरं नृपसत्तम ॥ नेयं मनोरमाभ्येति बालपुत्रा सुदुःखिता ॥१६॥

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

રણસંગ્રામમાંથી પાછા વળેલા બળવાન યુધાજિતે અયોધ્યામાં આવી સુદર્શનને હણવાની ઇચ્છાથી મનોરમાની તપાસ કરી. મહેલમાં તે નથી એમ જાણવામાં આવતાં ક્યાં ગઈ, તપાસ કરો એમ વારે ઘડીએ કહેતો ચારે દ્વાર સેવકોને તપાસ કરવા મોકલ્યા ॥

પછી શુભ દિવસે પોતાના ભાણેજ શત્રુજિતને અયોધ્યાની ગાદીએ બેસાર્યો. વિવિધ જળથી ભરેલા સેંકડો કળશવડે અથર્વવેદના મંત્રોથી વસિષ્ઠાદિ મંત્રીઓને આગળ કરી અભિષેક કર્યો ॥ વિધિવત રાજ્યાભિષેક થઈ ગયા પછી મંત્રિઓને અયોધ્યાનું રાજ્ય ભળાવી પોતે પોતાની રાજધાનીમાં ગયો ॥

કેટલેક દિવસે મુનિઓના આશ્રમમાં રહેલા સુદર્શનનો પતો લાગતાં તેને હણવા માટે બળ નામના ભિલના રાજાને આગળ કરી યુધાજિત ચિત્રકુટ પર્વત તરફ ગયો ॥

યુધાજિતને લશકર સાથે આવતો સાંભળી, ભયભીત થયેલી, આંસુ પાડતી. બાળક પુત્રવાળી, શોકથી વિહ્વળ થયેલી મનોરમા મુનિને કહેવા લાગી ॥ મહારાજ હું શું કરૂં, ક્યાં જાઉં. યુધાજિત આવી ચઢ્યો છે. મારા પિતાને હણી તેણે પોતાના ભાણેજને રાજા બનાવ્યો ॥

હે મહારાજ, મેં સાંભળેલ છે કે પાંડવો વનમાં મુનિઓના આશ્રમમાં દ્રૌપદી સાથે રહેતા હતા ॥ તેઓ મૃગયા કરવા વનમાં ગયા ત્યારે દ્રૌપદી મુનિઓના આશ્રમમાં હતાં ત્યારે મુનિઓનો તિરસ્કાર કરી જયદ્રથ તેનુ હરણ કરી ગયો હતો, માટે કોઇનો વિશ્વાસ કરવા જેવું નથી. હમેશાં મનુષ્યો બીજાનું હરિ લેવાની વૃત્તિવાળા જ ઘણે ભાગે હોય છે ત્યાં કોનો વિશ્વાસ કરવો ? લોભ અને મોહથી ઘેરાયેલા મનુષ્યોની તીર્થયાત્રા દાન વેદાધ્યયન બધું નિષ્ફળ છે, એ બધું કર્યું ન કર્યા જેવું નકામું બને છે ॥ હે બ્રહ્મન્, તમે યુધાજિતને પાછો વાળો, મારે રાજ જોતું નથી. વાલ્મીકિ ઋષિના આશ્રમમાં સીતા રહેતાં હતાં તેમ હું આપના આશ્રમમાં મારા દિકરાને સાચવી રહીશ ॥ મનોરમાનું કહેવું સાંભળી પ્રતાપી ભરદ્વાજ મુનિ યુધાજિત પાસે જઈ કહેવા લાગ્યા ॥ હે રાજા તમે ખુશીથી તમારી રાજધાની તરફ જાઓ. બાળક પુત્રવાળી દુખણી થઈ ગયેલી મનોરમા તમારી સાથે આવવા ખુશી નથી ॥ ૧-૧૯ ॥

॥७१॥

युधाजित् उवाच ॥

मुंच मुंच हठं सौम्य विसर्जय मनोरमां ॥ न च यास्याम्यहं मुक्त्वा नेष्याम्यद्य बलात्पुनः ॥१७॥

भारद्वाज उवाच ॥

नयस्व यदि शक्तिस्ते बलेनाद्य ममाश्रमात ॥ विश्वामित्रो यथा धेनुं वसिष्ठस्य मुनेः पुरा ॥१८॥

व्यास उवाच ॥

इत्याकर्ण्य वचस्तस्य मुनेस्तत्रावनीपतिः ॥ स निरुद्धं समाहूय पप्रच्छ तमत द्रितः ॥१९॥
बलान्नयामि तां कामं सपुत्रा च सुभाषिणीं ॥ रिपुरल्पोपि नोपेक्ष्यो सर्वथा शुभमिच्छता ॥२०॥
नात्र सैन्य न योधास्ति यो मामत्र निवारयेत् ॥ गृहीत्वा हन्मि तं तत्र दौहित्रस्य रिपुं किल ॥२१॥

प्रधान उवाच ॥

साहसं नहि कर्तव्य श्रुतं राजन्मुनेर्वचः ॥ विश्वामित्रस्य दृष्टांतः कथितस्तेन मारिष ॥२२॥
तस्मात्त्वमपि राजेन्द्र मा कृथा वैरमुत्तमं ॥ कुलनाशकरं नूनं तापसैः सह संयुगं ॥२३॥
मुनिर्नय प्रजाद्य त्वं समाश्वास्य तपोनिधि ॥ सुदर्शनोपि राजेन्द्र तिष्ठत्वत्र यथासुखं ॥२४॥
बालोय निर्धनः किं ते करिष्यति नृपाऽहित ॥ वृथा ते वैरभावोयमनाथे दुर्बले शिशौ ॥२५॥
दया सर्वत्र कर्तव्या दैवाधीनमिदं जगत् ॥ कचित्तृणायते वज्रं तृणं वज्रायते कचित ॥
शशको हन्ति शार्दूलं मशको हन्ति वा गजं ॥२६॥

व्यास उवाच ॥

तच्छ्रुत्वा वचनं तस्य युधाजिन्नृपसत्तमः ॥ प्रणम्य तं मुनिं मूर्ध्ना जगाम स्वपुरं नृपः ॥२७॥
मनोरमापि स्वस्थाभूत् आश्रमे तत्र स स्थिता ॥ पालयामास पुत्रं तं सुदर्शनमतन्द्रितं ॥२८॥

યુધાજિત્ ઉવાચ ॥ યુધાજિત કહે છે

હે ઋષિ, આવો હઠ છોડી દિયો, મનોરમાને આગળ કરો. મનોરમાને લીધા વિના હું જવાનો નથી. છેવટે જબરજસ્તીથી લઈ જઈશ ॥

ભારદ્વાજ ઉવાચ ॥ ભારદ્વાજ કહે છે

એશા યુધાજિત, મનોરમાની ઇચ્છા નથી છતાં તું પરાણે લઈ જવા ઇચ્છે છે ? તારી શક્તિ હોય તો જ મારા આશ્રમમાંથી પરાણે લઈ જા પૂર્વે વસિષ્ઠની કામધેનુ ગાયને વિશ્વામિત્ર લઇ ગયા હતા એમ તું પણ આ મનોરમાને લઈ જા જોયે. એમ કહી ઋષિ આશ્રમમાં ગયા. ॥ મુનિનું વચન સાંભળી યુધાજિતે પોતાના વૃદ્ધ મંત્રિને બોલાવી આ બાબત સલાહ લેતાં બોલ્યો કે હું મનોરમાને તેના પુત્ર સાથે જબરજસ્તીથી લઈ જવા માગું છું. પોતાનું હિત ઈચ્છનારાયે શત્રુ નાનો હોય તો પણ તેને જતો કરવો નહી જોઇએ ॥ આહીં લશકર નથી, કોઈ લડવૈયો યોધો પણ નથી કે જે મનોરમાને લઈ જતો મને અટકાવી શકશે. એને લઈ જઈ તેના પુત્રને હું મારી નાખી મારા ભાણેજનું હિત કરીશ ॥ પ્રધાન ઉવાચ ॥ પ્રધાન કહે છે

હે રાજા, સાહસ ન કરવું. મુનિએ વિશ્વામિત્રનું દ્રષ્ટાંત આપીને કહ્યું તે તમે સાંભળ્યું ? માટે હે રાજા, તમે મુનિ સાથે વેર બાંધો નહી. તપસ્વી સાથે વેર બાંધવું એ કુળનો નાશ કરવા જવું છે ॥ તમે મુનિ પાંસે જઈ તપસ્વી મુનિની ક્ષમા માગો, સુદર્શન ભલે આંહી સુખે રહેતો ॥ આ નિર્ધન બાળક સુદર્શન તમારૂં શું અહિત કરવાનો હતો ? અનાથ દુબળા બાળક ઉપર તમે નકામો વેરભાવ રાખો છો. બધા ઉપર દયા રાખવી. આ જગત તો દૈવને આધીન છે. કોઈવાર વજ્ર તણખલા બરોબર થઈ જાય છે અને કોઈવાર તણખલું વજ્ર જેવું બની જાય છે, કોઈવાર સાંસલું સિંહને હણે છે અને કોઈવાર મચ્છર હાથીને હણે છે ॥ વ્યાસ ઉવાચ ॥ વ્યાસ કહે છે

પોતાના પ્રધાનનાં એ વચન સાંભળી રાજા યુધાજિત મુનિના પગમાં મસ્તક નમાવી પ્રણામ કરી, માફી માગી, પોતાના નગર તરફ ચાલ્યો ગયો ॥ મનોરમા પણ નિર્ભય થઇ ત્યાં આશ્રમમાં રહી પોતાના પુત્ર સુદર્શનને મોટો કરવા લાગી ॥૧૭–૨૮॥

दिने दिने कुमारोसौ जगामोपवनं ततः ॥ मुनिबालगतः क्रीडन् निर्भयः सर्वतः शुभः ॥२९॥
एकस्मिन् समये तत्र विदल्लं समुपागतं ॥ क्लीवेति मुनिपुत्रस्तमामंत्रयत्तदन्तिके ॥३०॥
सुदर्शनस्तु तच्छ्रुत्वा दधारैकाक्षरं स्फुटं ॥ अनुस्वारायुतं तच्च प्रोवाचाति पुनः पुनः ॥३१॥
बीजं वै कामराजाख्यं गृहीतं मनसा तदा ॥ जजाप बालकोत्यर्थं धृत्वा चेतसि सादरं ॥३२॥
तदासौ पंचमे वर्षे प्राप्य मंत्रमनुत्तमं ॥ ऋषिच्छन्दो विहीनं च ध्यानन्यासविवर्जितं ॥
प्रजपन्मनसा नित्यं क्रीडत्यपि स्वपित्यपि ॥३३॥

वर्षे चैकादशे प्राप्ते कुमारोसौ नृपात्मजः ॥ मुनिना चोपनीतोथ वेदमध्यापितस्तथा ॥३४॥
धनुर्वेदं तथा सांगं नीतिशास्त्रं विधानतः ॥ कदाचित्सोपि प्रत्यक्षं देवीं साक्षात् ददर्श ह ॥३५॥
रक्तांबरां रक्तवर्णां रक्तसर्वांगभूषणां ॥ गरुडोपरि चासीनां वैष्णवीं शक्तिमद्भुतां ॥३६॥
शरासनं च संप्राप्तं विशिखाश्च शिलाशिता ॥ तूणीरं कवचं तस्मै दत्तं चांबिकया वने ॥३७॥
एतस्मिन्समये पुत्री काशिराजस्य सुप्रिया ॥ नाम्ना शशिकला दिव्या सर्वलक्षणसंयुता ॥३८॥
शुश्राव नृपपुत्रं तं वनस्थं च सुदर्शनं ॥ चकमे मनसा तं वै वरं वरयितुं धिया ॥३९॥
स्वप्ने तस्याः समागम्य जगदंबा निशांतरे ॥ उवाच वचनं चेदं समाश्वास्य सुसंस्थितां ॥४०॥
वरं वरय सुश्रोणि मम भक्तः सुदर्शनः ॥ सर्वकामप्रदस्तेस्तु वचनान्मम भामिनि ॥४१॥
उत्थिता सा मुदायुक्ता पित्रा मात्रा पुनः पुनः ॥ प्रमोदे कारणं बाला नोवाचातित्रपान्विता ॥४२॥
जहास मुदमापन्ना स्मृत्वा स्वप्नं मुहुर्मुहुः ॥ सखीं प्राह तदान्यां वै स्वप्नवृत्तं सुविस्तरं ॥४३॥
कदाचित्सा विहारार्थं अत्रापोपवनं शुभं ॥ पुष्पाणि चिन्वती बाला चंपकाधः स्थिता शुभा ॥४४॥
अपश्यद् ब्राह्मणं मार्गे आगच्छंतं त्वरान्वितं ॥ तं प्रणम्य द्विजं श्यामा बभाषे मधुरं वचः ॥
कुतो देशान्महाभाग कृतमागमनं त्वया ॥४५॥

॥ ७४ ॥

દિવસે દિવસે રાજકુમાર સુદર્શન નિર્ભય થઈ મુનિઓના બાળકો સાથે રમતો આનંદ કરતો મોટો થવા લાગ્યો ॥ એક વખતે મુનિ બાળકો પાસે વિહલ્લને આવેલો જોઈ એક મુનિ બાળકે તેને એ ક્લીબ (નપુંસક) આંહી આવ એમ કહી પોતા પાસે બોલાવ્યો ॥ એ સાંભળી ક્લીબ નો ક્લીં અક્ષર સુદર્શનને હૈયે રહી ગયો, અનુસ્વાર વિનાનો એ અક્ષર તે વારંઘડીયે બોલવા લાગ્યો ॥ એ રીતે ક્લીં કામરાજ બીજ તેના મનમાં સ્થાન પામ્યું. હરતાં ફરતાં ખાતાં પીતાં તે બીજ તેના મનમાં બોલ્યાજ કરતો ॥ આ વખતે તેને પાંચમું વર્ષ ચાલતું હતું અનાયાસે આ પ્રમાણે મળેલો મંત્ર ઋષિ છંદ ધ્યાન ન્યાસ વિનાનો તે રમતાં સુતાં મનમાં બોલ્યા કરતો ॥ એમ કરતાં તે ૧૧ વર્ષનો થયો. ત્યારે મુનિએ તેને જનોઈ દઈ વેદ શાસ્ત્ર ધનુર્વેદ રાજનીતિશાસ્ત્ર ભણાવવા માંડયાં, કોઈ કોઈ વખતે તેને દેવીનાં સાક્ષાત દર્શન થાતાં ॥

લાલ વસ્ત્ર પહેરેલાં લાલ રંગનાં આભૂષણોવાળાં ગરૂડ ઉપર બેઠેલાં અદ્‌ભુત વૈષ્ણવી શક્તિરૂપે માતાજીએ દર્શન દઈ ધનુષ્ય બાણ અને ભાથાં જગદંબાએ સુદર્શનને આપ્યાં ॥ એ અરસામાં કાશિરાજાની શશિકળા નામની જુવાન કુંવરીએ વનમાં રહેતા સુદર્શનની પ્રશંસા સાંભળી. એટલે તેણે સુદર્શનને પરણવાનો મનથી નિશ્ચય કર્યો ॥ એક વખત રાત્રે સ્વપ્નામાં જગદંબાએ શશિકળાને આશ્વાસન આપી કહ્યું કે હે પુત્રી તું સુદર્શનનેજ પરણજે. તે મારો ભક્ત છે. હું તને વરદાન આપું છું કે તે તારા મનોરથ પુરા કરશે ॥ શશિકળાને સવારે ખુશી ખુશી થાતી ઉઠેલી જોઈ પિતા માતાયેં તેનું કારણ પુછતાં શરમને લઈ કાંઈ બોલી નહી. સ્વપ્નાને સંભારતી તે વખતો વખત હરખાતી હતી ॥ આ સ્વપ્નાની હકીકત તેણે પોતાની એક સખીને વિગતવાર કહી ॥

એકવાર બગીચામાં રમવા ગયેલી શશિકળા ચંપાના ઝાડ નીચે ફુલ વીણતી હતી ત્યારે રસ્તે ઉતાવળે આવતા બ્રાહ્મણને જોઇ તેને પ્રણામ કરી મધુર વચનથી પુછવા લાગી. હે બ્રહ્મદેવ, તમે કયે દેશથી આંહી આવ્યા છો ? ॥ ૨૯–૪૫ ॥

ब्राह्मण उवाच ॥

भारद्वाजाश्रमाद् बाले जातमागमनं मम ॥ जातं वै कार्ययोगेन किं पृच्छसि वदस्व मे ॥४६॥

शशिकला उवाच ॥

तत्राश्रमे महाभाग वर्णनीयं किमस्ति वै ॥ लोकातिगं विशेषेण प्रेक्षणीयतमं किल ॥४७॥

ब्राह्मण उवाच ॥

ध्रुवसन्धिसुतः श्रीमान् आस्ते सुदर्शनो नृपः ॥ यथार्थनामा सुश्रोणि वर्तते पुरुषोत्तमः ॥४८॥
तस्य लोचनमत्यंतं निष्फलं प्रतिभाति मे ॥ न दृष्टो येन वामोरु कुमारस्तु सुदर्शनः ॥४९॥
एकत्र निहिता धात्रा गुणाः सर्वे सिसृक्षुणा ॥ तव योग्यः कुमारोसौ भर्ता भवितुमर्हति ॥५०॥
श्रुत्वा तद्वचनं श्यामा प्रेमयुक्ता बभूव ह ॥ प्रतस्थे ब्राह्मणस्तस्मात्स्थानादुक्त्वा समाहितः ॥५१॥
अथ कामार्दिता प्राह सखीं छन्दोनुवर्तिनीम् ॥ विकारस्तु समुत्पन्नो तद्वचःश्रवणादनु ॥५२॥
अज्ञातरसविज्ञानं कुमारं कुलसंभवं ॥ दुनोति मदनः पापः किं करोमि क्व यामि च ॥५३॥
स्वप्नेषु वा मया दृष्टः पञ्चबाण इवापरः ॥ मयाभ्यद्य वने तत्र यत्रासौ वर्तते शठः ॥५४॥
भीतास्मि कुललज्जाया परतन्त्रा पितुस्तथा ॥ स्वयंवरं पिता मेऽपि न करोति करोमि किं ॥५५॥

व्यास उवाच ॥

एकाकी निर्धनश्चैव बलहीनस्सुदर्शनः ॥ वनवासी फलाहारस्तस्याश्रिते सुसंस्थितः ॥५६॥
कामबीज जपात्सिद्धिः तस्या ह्याप्युपस्थिता ॥ स्वप्ने पश्यत्यसौ देवीं वरदां भुवनेश्वरीं ॥
विश्वव्याप्तां तथा व्यक्तां सर्वसंपत्करांबिकां ॥५७॥
शृङ्गवेरपुराध्यक्षो निषादस्समुपेत्य तं ॥ ददौ रथवरं तस्मै सर्वोपस्करसंयुतं ॥५८॥

॥७६॥

ब्राह्मण उवाच ॥ બ્રાહ્મણ કહે છે

હે બાળા, હું ભારદ્વાજ મુનિના આશ્રમમાંથી કામકાજને અંગે આ તરફ આવ્યો છું ॥

शशिकला उवाच ॥ શશિકળા કહે છે

હે બ્રહ્મદેવ, એ આશ્રમમાં જાણવા જેવું, જોવા જેવું અને લોકોને આશ્ચર્ય થાય એવું શું છે? ॥૪૭॥

ब्राह्मण उवाच ॥ બ્રાહ્મણ કહે છે

હે સુશ્રોણિ, ભારદ્વાજ મુનિના આશ્રમમાં ધ્રુવસંધિ રાજાનો પુત્ર સુદર્શન રાજા રહે છે. તેના નામ એવા ગુણ છે. હે કેળના થાંભલા સરખા સાથળવાળી કન્યા, હું માનું છું કે એ રાજકુમારને જેણે જોયો નથી એની આંખ્યું નકામી છે. વિધાતાએ એને ઘડ્યો ત્યારે બધા ગુણ તેમાં નાખ્યા છે. મને લાગે છે એ રાજકુમાર તમારો પતિ થાવા લાયક છે

એવું બ્રાહ્મણનું વચન સાંભળીને શશિકળાને સુદર્શન ઉપર પ્રેમ વધી ગયો. કામથી પીડાયેલી તે પોતાની સખીઓને કહેવા લાગી કે આ બ્રાહ્મણના વચનથી મારૂં મન સુદર્શન તરફ વધુ પ્રીતિવાળું થયું છે પણ એ રાજકુમારનું કુળ અને બીજી હકીકત હું જાણતી નથી તેથી મારૂં મન દુઃખ પામે છે. મેં સ્વપ્નામાં જોયેલો કામદેવ સરખો રૂપાળો કુમાર તે આ જ હશે એમ મને લાગે છે. મને થાય છે કે તે જ્યાં રહેતો હોય તે વનમાં હું જાઉં. પણ કુળની શરમથી હું બિઉં છું. તેમ હું પિતાને આધીન એટલે પરાધીન છું. હજી સુધી પિતા મારો સ્વયંવર પણ કરતા નથી. હવે મારે શું કરવું? એવા અનેક વિચાર સખીઓ સાથે શશિકળા કરતી હતી.

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

સુદર્શન પણ સૈન્ય ને ધન વિનાનો એકલો ફળાહાર કરતો વનવાસી, શશિકળાના ચિત્તમાં પતિ તરીકે દૃઢ થયો. સુદર્શનના કામરાજ બીજના જપથી શશિકળાની આવી સ્થિતિ થઈ. સુદર્શન પણ વખતોવખત શ્રી ભુવનેશ્વરી દેવીને સ્વપ્નામાં જોવા લાગ્યો. સર્વ સમૃદ્ધિ આપનારાં અને જગતને પ્રત્યક્ષ ન થઈ શકે એવાં શ્રી ભુવનેશ્વરીને સ્વપ્નામાં જોવા લાગ્યો. ॥ ૪૬–૫૮ ॥

चतुर्भिस्तुरगैर्युक्तं पताकावरमंडितं ॥ जैत्रं राजसुतं ज्ञात्वा ददौ चोपायनं तदा ॥५९॥
सोऽपि जग्राह तं प्रीत्या मित्रत्वेन सुसंस्थितं ॥ वन्यैर्मूलफलैः सम्यगर्घ्यं शंवरभूपतिम् ॥६०॥
मुनयः प्रीतियुक्तास्ते तमूचुस्तापसा मिथः ॥ राजपुत्र ध्रुवं राज्यं प्राप्स्यसि त्वं च सर्वथा ॥६१॥
प्रसन्ना तेऽम्बिका देवी वरदा विश्वमोहिनी ॥ सहायस्तु सुसम्पन्नो ऊचुस्तेऽपि मनोरमाम् ॥६२॥
पुत्रस्तेऽद्य धराधीशो भविष्यति शुचिस्मिते ॥ सा तानुवाच तन्वङ्गी वचनं वोऽस्तु सत्फलं ॥६३॥
दासोऽयं भवतां विप्रा किं चित्रं सदुपासनात् ॥ न सैन्यं सचिवाः कोशो न सहायस्तु कश्चन ॥
आशीर्वादैश्च पुत्रो मे भविष्यति महीपतिः ॥६४॥

व्यास उवाच ।

रथारूढस्तु मेधावी यत्र याति सुदर्शनः ॥६५॥
तेजसा स विभातिस्म अक्षौहिणी समावृतः ॥ प्रतापो मंत्रबीजस्य नान्यः कश्चन भूपते ॥६६॥
संप्राप्य सद्गुरोर्बीजं कामराजाख्यमद्भुतं ॥ जपते यः शुचिः शान्तः सर्वान्कामानवाप्नुयात् ॥६७॥
न तदस्ति पृथिव्यां वा दिवि वापि सुदुर्लभम् ॥ प्रसन्नायाः शिवायाश्च यदप्राप्यं नृपोत्तम ॥६८॥
ते मंदा तेतिदुर्भाग्या मृत्युरोगैरभिद्रुताः ॥ येषां चित्ते न विश्वासो भवेदम्बार्चनादिषु ॥६९॥
या माता सर्वदेवानां मर्त्यानां जननी तथा ॥ आदिमातेति विख्याता नाम्ना श्री भुवनेश्वरी ॥७०॥
बुद्धिः कीर्तिर्धृतिर्लक्ष्मीः शक्तिः श्रद्धा मतिस्स्मृतिः॥ सर्वेषां प्राणिनां सा वै प्रत्यक्षा च विभासते ॥७१॥
ब्रह्मा विष्णुस्तथा शम्भुर्वासवो वरुणो यमः ॥ वायुरग्निः कुवेरश्च त्वष्टा पूषाश्विनौ भगः ॥७२॥
आदित्या वसवो रुद्रा विश्वेदेवा मरुद्गणाः ॥ सर्वे ध्यायंति तां देवीं सृष्टिस्थित्यंतकारिणीं ॥७३॥
सुदर्शनस्तु तां देवीं मनसा परिचिन्तयन् ॥ राज्यलोभात्परं प्राप्य सुखं वै कानने स्थितः ॥७४॥
सेयं शशिकलात्यर्थं कामबाणप्रपीडिता ॥ तावत्तस्याः पिता ज्ञात्वा कन्यां योग्यवरार्थिनीं ॥७५॥

॥ ७८ ॥

શૃંગવેરપુરના શંબર નામના રાજાયેં ઋષિના આશ્રમમાં આવીને ધનુષબાણ ભાથાં સાથેનો ચાર ઘોડાવાળો ધજાપતાકાથી શોભતો વિવિધ પ્રકારની ભેટ સાથે સુંદર રથ સુદર્શનને આપ્યો. સુદર્શને પણ તેને પોતાનો મિત્ર કરી પ્રીતિથી તે રથ લીધો અને વનમાં ફળફળાદિથી તેનો સત્કાર કર્યો.

ખુશી થયેલા તપસ્વી મુનિઓ પણ સુદર્શનને કહેવા લાગ્યા હે રાજપુત્ર તું જરૂર રાજ્ય મેળવીશ ॥ જરૂર તુને જગતજનની જગદંબા પ્રસન્ન થયાં છે. તુને શૃંગવેરપુનો રાજા મોટો સહાયક બનેલ છે. મનોરમાને પણ ઋષિ મુનિઓએ તે પ્રમાણે હરખથી કહ્યું કે હે મધુરહાસ્યવાળી રાણી તમારો પુત્ર નક્કી રાજા થાશે. મનોરમાએ મુનિઓને પ્રણામ કરી કહ્યું હે મુનિઓ તમારૂં વચન સફળ થાઓ. હે બ્રહ્મદેવો આ મારો પુત્ર તમારો સેવક છે તમારી સેવાનું તેને એવું ફળ મળે એમાં શું આશ્ચર્ય છે? મારા પુત્ર પાસે લશ્કર નથી, પ્રધાનો નથી, સહાયકો નથી છતાં તમારા આશીર્વાદથી તે જરૂર રાજા થાશે ॥

વ્યાસ ઉવાચ ॥ વ્યાસ કહે છે

રથમાં બેઠેલો સુદર્શન જ્યાં જ્યાં જાય છે ત્યાં પોતાના તેજથી જાણે અક્ષૌહિણી સેનાથી વીંટાયેલો હોય એવો દેખાય છે. એ બીજમંત્રનોજ પ્રતાપ છે. બીજું કાંઈ કારણ નથી.

ગુરૂ પાસે ચમત્કારી કામરાજ ક્લીં બીજ મેળવીને પવિત્રપણે શાંત સ્વભાવ રાખી જે મનુષ્ય જપે છે તેના બધા મનોરથ પુરા થાય છે. હે રાજા પૃથ્વી ઉપર કે સ્વર્ગમાં એવી કોઈ વસ્તુ નથી કે જે જગદંબા પ્રસન્ન થયા પછી ન મળી શકે ॥ એ લોકોનાં કમનશીબ છે કે જેઓ મંદ બુદ્ધિવાળા, રોગ અને મૃત્યુથી પીડાતા છતાં તેઓની પ્રવૃત્તિ જગદંબાની પૂજા ભક્તિમાં થાતી નથી ॥ શ્રી ભુવનેશ્વરી દેવતાઓની મનુષ્યોની માતા છે જગતની આદિ માતા આદ્યશક્તિ કહેવાય છે. ॥ બુદ્ધિ, કીર્તિ, ધારણા, લક્ષ્મી, શક્તિ, શ્રદ્ધા, મતિ, અને સ્મૃતિરૂપે જે પ્રાણિમાત્રમાં રહેલી છે ॥ બ્રહ્મા, વિષ્ણુ, શંકર, ઈંદ્ર, વરૂણ, યમ, વાયુ, અગ્નિ, કુબેર, ત્વષ્ટા, પૂષા, અશ્વિનીકુમાર, આદિત્યો વસુઓ, રૂદ્રો, વિશ્વદેવો, વાયુગણો, એ બધાં, ઉત્પત્તિ, પાલન અને અંત કરનારાં શ્રી ભુવનેશ્વરી માની ઉપાસના કરે છે ॥

સુદર્શન દેવીને મનથી ભજે છે તેથી તેને રાજ્ય લાભ કરતાં પણ અધિક સુખ વગડામાં રહ્યો છતાં મળ્યું છે ॥ તે શશિકળા પણ કામથી પીડાતી સુદર્શનને પરણવાનો નિશ્ચય કરી બેઠી છે. તેના પિતાયે પોતાની કન્યા પરણવા લાયક જાણીને સ્વયંવર કરવાનો વિચાર કર્યો ॥ ૫૯—૭૫ ॥

सुबाहु कारयामास स्वयंवरमतन्द्रितः ॥ इच्छास्वयंवरं तत्र चकार नृपसत्तमः ॥७६॥
शिल्पिभिः कारिता मञ्चाः शुभैरास्तरणैर्युताः ॥ ततश्च विविधाकारास्सुक्लृप्ताः सभ्यमंडपाः ॥७७॥
एवं कृते तु संभारे विवाहार्थे सुविस्तरे ॥ सखीं शशिकला प्राह दुःखिता चारुलोचना ॥७८॥
ब्रूहि मे मातरं ब्रूहि त्वमेकान्ते वचो मम ॥ मया वृतः पतिश्चित्ते ध्रुवसंधिसुतः शुभः ॥७९॥
नान्यं वरं वरिष्यामि तं ऋते वै सुदर्शनं ॥ स मे भर्ता नृपसुतो भगवत्या प्रतिष्ठितः ॥७०॥

व्यास उवाच ॥

इत्युक्त्वा सा सखी गत्वा मातरं प्राह सत्वरा ॥ पुत्री ते दुःखिता प्राह साध्वि त्वां मन्मुखेन यत् ॥८१॥
शृणु त्वं कुरु कल्याणि तद्धितं त्वरिताधुना ॥ भारद्वाजाश्रमे पुण्ये ध्रुवसंधिसुतोऽस्ति यः ॥
स मे भर्ता वृतश्चित्ते नान्यं भूप वृणोम्यहं ॥८२॥

व्यास उवाच

राज्ञी तद्वचनं श्रुत्वा स्वपतौ गृहमागते ॥ निवेदयामास तदा पुत्रीवाक्यं यथातथं ॥८३॥
तच्छ्रुत्वा वचनं राजा विस्मितः प्रहसन् मुहुः ॥ भार्यामुवाच वैदर्भी सुबाहुस्तु ऋतं वचः ॥८४॥
सुभ्रु जानासि बालोऽसौ राज्यान्निष्कासितो वने ॥ एकाकी सह मात्रा वै वसते मुनिभिर्युतः ॥८५॥
तत्कृते निहतो राजा वीरसेनो युधाजिता ॥ स कथं निर्धनो भर्ता योग्यस्स्याच्चारुलोचने ॥८६॥
ब्रूहि पुत्रीं ततो वाक्यं कदाचिदपि विप्रियं ॥ आगमिष्यन्ति राजानः स्थितिमंतः स्वयंवरे ॥८७॥

**इति श्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्र्यां संहितायां**
**सुदर्शन चरित्रे षष्ठोध्यायः ॥ ६ ॥**

॥ ८० ॥

સુબાહુ રાજાયે સ્વયંવર રચવાનો . નિર્ણય કરી તેની તૈયારી કરવા માંડી ॥ કારીગરો પાંસે મોટાં સેંકડો સિંહાસનો, ઉત્તમ ગાલીચ.ઓ માંચડાઓ અને વિવિધ પ્રકારના સભામંડપો બનાવ્યા ॥ પોતાના લગ્ન માટે મોટા પાયા પર સ્વયંવરની તૈયારી થાતી જોઈ દુઃખ પામેલી મૃગનયની શશિકળાયે પોતાની વિશ્વાસુ સખીને કહ્યું ॥ તું મારી માતાને ખાનગીમાં મળી કહે કે હું તો ધ્રુવસંધિ રાજાના પુત્ર સુદર્શનને પતિ તરીકે મનથી વરી ચુકી છું ॥ સુદર્શન વિના હું બીજાને પરણવા ઈચ્છતી નથી. મારા પતિ તરીકે તેને જગદંબાયે નકી કરેલ છે ॥

વ્યાસ ઉવાચ ॥ વ્યાસ કહે છે.

શશિકળાનાં આવાં વચન સાંભળી તેની સખીયે તેની માતા પાંસે જઈ વાત કરી કે હે રાજમાતા, તમારી દુઃખ પામેલી પુત્રીયે મારી સાથે જે કહેવરાવ્યું છે તે સાંભળો ॥ અને તમારી પુત્રીનું કલ્યાણ થાય તેમ વેલાસર કરો ॥ ભારદ્વાજ મુનિના પવિત્ર આશ્રમમાં ધ્રુવસંધિ રાજાનો પુત્ર સુદર્શન રહે છે, તેને તમારી પુત્રી પતિ તરીકે વરી ચુકી છે. બીજા કોઈપણ રાજાને તે પરણવાની નથી ॥

રાણીએ એ હકીકત સાંભળીને પોતાના પતિને પોતાની પુત્રી શશિકળાની બધી હકીકત કહી ॥ એ સાંભળી આશ્ચર્ય પામેલા સુબાહુ રાજા વિદર્ભ રાજાની પુત્રી એવી પોતાની સ્ત્રીને કહેવા લાગ્યા ॥ હે રાણી તમે જાણો છો કે એ સુદર્શનને બાલ્યાવસ્થામાં રાજ્યમાંથી વનમાં કાઢી મુકયો છે. તે તો એકલો પોતાની મા સાથે મુનિઓના આશ્રમમાં નિરાધાર રીતે રહે છે ॥ એ સુદર્શનને લીધે તો યુધાજિતે એના નાના વીરસેન રાજાને માર્યો. એ નિર્ધન વર, પુત્રીને યોગ્ય કેમ ગણી શકાય ? તું પુત્રીને સમજાવ્ય કે કદીપણ આવું અવળું પગલું ભરતી નહી. મેં સ્વયંવર માટે આમંત્રણ મોકલ્યાં છે. મોટા મોટા રાજા મહારાજાઓ સ્વયંવરમાં આવશે. તેમાંથી જે પસંદ પડે તે રાજાને પતિ તરીકે સ્વીકારે એમ કહેજે. ॥૭૯-૮૭॥

**इतिश्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्यां संहितायां**
**सुदर्शन चरित्रे शशिकला सुवाहुवाक्यं नाम षष्ठोध्याय: ॥ ६ ॥**

## अथ सप्तमोऽध्यायः ॥७॥ सुदर्शन कथा ॥

व्यास उवाच ॥

भर्त्रा साभिहिता बाला पुत्रीं कृत्वांकसंस्थितां ॥ उवाच वचनं श्लक्ष्णं समाश्वास्य शुचिस्मितां ॥ १ ॥
किं वृथा मुदति त्वं हि विप्रियं मम भाषसे ॥ पिता ते दुःखमाप्नोति तव वाक्येन सुव्रते ॥ २ ॥
सुदर्शनोऽतिदुर्भाग्यो राज्यभ्रष्टो निराश्रयः ॥ बलकोशविहीनश्च परित्यक्तस्तु बान्धवैः ॥ ३ ॥
माता सह वनं प्राप्तः फलमूलाशन कृशः ॥ न ते योग्यो वरोऽयं वै वनवासी च दुर्भगः ॥ ४ ॥
राजपुत्राः कृतप्रज्ञा रूपवंतः सुसंमताः ॥ तवार्हाः पुत्रि संत्यन्ये राजचिन्हैरलंकृताः ॥ ५ ॥
भ्राताऽस्य वर्तते कान्त स्त्रं राज्यं कोशळेषु वै ॥ करोति रूपसम्पन्नः सर्वलक्षणसंयुतः ॥ ६ ॥
युधाजित्सततं तस्य वधकामोऽस्ति भूमिपः ॥ दौहित्रः स्थापितस्तेन राज्ये कृत्वाऽतिसंगरं ॥ ७ ॥
वीरसेनं नृपं हत्वा संमन्त्र्य सचिवैस्सह ॥ भारद्वाजाश्रमं प्राप्तं हन्तुकामस्सुदर्शनम् ॥
मुनिना वारितः पश्चाज्जगाम निजमन्दिरम् ॥ ८ ॥

शशिकला उवाच ॥

मातर्ममेप्सित कामो वनस्थोऽपि नृपात्मजः ॥ भगवत्या समादिष्टं स्वप्ने वरमनुत्तम ॥ ९ ॥
तदृतेऽहं कथं चान्यं संश्रयामि नृपात्मजं ॥ मच्चित्तभित्तौ लिखितो भगवत्या सुदर्शनः ॥
तं विहाय प्रियं कान्तं करिष्येऽहं न चापरं ॥१०॥

व्यास उवाच ॥

भर्तारं सर्वमाचष्ट पुत्र्योक्त वचनं भृशं ॥ विवाहस्य दिनादर्वाक् आप्तं श्रुतसमन्वितं ॥११॥
द्विजं शशिकला तत्र प्रेषयामास सत्वरं ॥ यथा न वेद मे तात तथा गच्छ सुदर्शनम् ॥१२॥

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

પોતાના પતિએ કહેલી હકીકત જાણ્યા પછી રાણીયે પોતાની પુત્રી શશિકળાને ખોળામાં બેસારી મંદ હાસ્યવાળી પુત્રીને રાણી કહેવા લાગી.

હે, વહાલી દીકરી ! તું અમને ન ગમે એવું [illegible] માટે બોલે છે ? તારા વિચારથી તારા પિતાને દુઃખ થયું છે. સુદર્શન કમનસીબ, રાજ્યથી ભ્રષ્ટ થયેલો, આશ્રય વિનાનો, સૈન્ય ને ઘર વિનાનો, કુટુંબે તજી દીધેલો, વનમાં પોતાની મા સાથે વસે છે. અને ફળ મૂળ ખાઈને દિવસ વિતાવે છે. એ વનવાસી સદ્‌ભાગ્ય વિનાનો સુદર્શન તારે લાયક વર ગણાય નહિ. બુદ્ધિમાન, રૂપાળા બધે વખણાતા, રાજનાં ચિન્હોથી શોભતા એવા બીજા ઘણા રાજપુત્રો તારે લાયક છે. આ સુદર્શનનો જ ભાઈ શત્રુજિત રૂપાળો, સારાં લક્ષણવાળો છે અને અયોધ્યામાં કોશલ દેશનું રાજ કરે છે. યુધાજિત રાજા સુદર્શનને હણવા માટે હમેશાં ટાંપીને બેઠો છે. તેણે એના નાના વીરસેન રાજાને રણસંગ્રામમાં હણીને પોતાના ભાણેજને અયોધ્યાની ગાદી ઉપર પ્રધાનોની સંમતિથી બેસાર્યો છે. તે યુધાજિત સુદર્શનને હણવા માટે ભારદ્વાજ મુનિના આશ્રમમાં ગયેલો પણ મુનિએ વચમાં પડી અટકાવ્યો. આ રીતે તું સુદર્શનનું નામ પડતું મૂકી સ્વયંવરમાં આવનારા બીજા કોઈ રાજા કે રાજપુત્રને પરણવાની ઈચ્છા કર. ॥

शशिकला उवाच ॥ શશિકળા કહે છે

હે માતા. સુદર્શન વનમાં રહે છે તે હું જાણું છું. તો પણ તે રાજાનો પુત્ર છે અને તેને પરણવા માટે મારી ઈચ્છા છે. શ્રી ભગવતી ભુવનેશ્વરીએ મને સ્વપ્નામાં તેને પરણાવાનું વરદાન આપ્યું છે. તો પછી તેને છોડી હું બીજા રાજાના પુત્રને કઈ રીતે પરણી શકું ? મારા મનરૂપી ભીંતમાં ભગવતીએ સુદર્શનને આળખી નાંખ્યો છે એટલે તેને છોડી બીજા પુરુષને હું પરણી શકું તેમ નથી.

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

રાણીએ પુત્રીનાં કહેલાં બધાં વચન પોતાના પતિ કાશી રાજાને કહ્યાં. બીજી તરફ લગ્ન આડા થોડા દિવસ હતા ત્યાં શશિકળાયેં એક ડાહ્યા વિદ્વાન બ્રાહ્મણને ભારદ્વાજના આશ્રમમાં સુદર્શન પાસે છાની રીતે પોતાના પિતા કે માતાને ખબર ન પડે તેમ મોકલ્યો. ॥ ૧-૧૨ ॥

भारद्वाजाश्रमे ब्रूहि मद्वाक्याच्चरसा विभो ॥ पित्रा मे संभृतः कामं मदर्थेऽयं स्वयंवरः ॥
आगमिष्यन्ति राजानो बलयुक्ता अनेकशः ॥१३॥
मया त्वं वै वृतश्चित्ते सर्वथा प्रीतिपूर्वकम् ॥ भगवत्या समादिष्टस्स्वप्ने मम सुरोपम ॥१४॥
विषमग्निं हुताशं वा प्रपतामि मदीपिते ॥ वरये त्वदृते नान्यं पितृभ्यां प्रेरितापि वा ॥१५॥
मनसा कर्मणा वाचा संवृतस्त्वं मया वरः ॥ भगवत्या प्रसादेन शर्मावाभ्यां भविष्यति ॥१६॥
आगन्तव्यं त्वयात्रैव दैवं कृत्वा परं बलं ॥ यदधीनं जगत्सर्वं वर्तते सचराचरं ॥१७॥
भगवत्या यदादिष्टं न तन्मिथ्या भविष्यति ॥ इत्युक्त्वा दक्षिणां दत्त्वा मुनिर्व्यापारितस्तया ॥१८॥
गत्वा सर्वं निवेद्याशु तत्र प्रत्यागतो द्विजः ॥ सुदर्शनस्तु तज्ज्ञात्वा निश्चयं गमने तदा ॥
चकार मुनिना तेन प्रेरितः परमादरात् ॥१९॥

व्यास उवाच ॥

गमनायोद्यतं पुत्रं तमुवाच मनोरमा ॥ वेपमानातिदुःखार्ता जातत्रासाश्रुलोचना ॥२०॥
कुत्र गच्छसि पुत्राद्य समाजे भूभृतां किल ॥ एकाकी कृतवैरश्च किं विचिन्त्य स्वयंवरे ॥२१॥
युधाजिद्धन्तुकामस्त्वां समेष्यति महीपतिः ॥ न तेऽन्योऽस्ति सहायश्च तस्मान्मा व्रज पुत्रक ॥२२॥
एकपुत्रातिदीनास्मि त्वदाधारा निराश्रया ॥ एकाकिनं गतं तत्र युधाजित्त्वां हनिष्यति ॥२३॥

सुदर्शन उवाच ॥

आदेशाच्च जगन्मातुर्गच्छाम्यद्य स्वयंवरे ॥ मा शोकं कुरु कल्याणि क्षत्रियासि वरानने ॥
न बिभेमि प्रसादेन भगवत्या निरन्तरं ॥२४॥

व्यास उवाच

इत्युक्त्वा रथमारुह्य गन्तुकामं सुदर्शनम् ॥ पुत्रस्य निश्चयं ज्ञात्वा सम्मताभून्मनोरमा ॥२५॥

અને કહ્યું કે હે બ્રહ્મદેવ, તમે ભારદ્વાજ ઋષિને આશ્રમે જલદી સુદર્શન પાસે જઈ મારાં આ વાક્ય કહો. મારા પિતાએ મારે માટે સ્વયંવર રચ્યો છે. ત્યાં અનેક રાજાઓ સૈન્યો સાથે આવશે.

હું પ્રીતિથી તમને વરી ચૂકી છું. હે દેવ સરખા સુદર્શન, ભગવતીએ મને સ્વપ્નામાં એવી રીતની આજ્ઞા કરી છે. માતા પિતાના આગ્રહ છતાં હું ઝેર ખાઈશ, બળતા અગ્નિમાં પડીશ પણ તમારા વિના બીજાને પરણીશ નહિ. મન, વચન અને કર્મથી હું તમને વરી ચૂકી છું. ભગવતીની કૃપાથી આપણા બંનેનું કલ્યાણ જ થશે એમ હું માનું છું. માટે પ્રારબ્ધ ઉપર આધાર રાખી તમે જલદી અહીં આવજો. આખું જગત પ્રારબ્ધને જ આધીન છે. ભગવતીએ જે આજ્ઞા કરી છે તે કદી પણ મિથ્યા થાશે નહીં. એવી રીતે પોતાનો સંદેશો આપીને શશિકળાએ બ્રાહ્મણને દક્ષિણા આપી સુદર્શન પાસે મોકલ્યો. બ્રાહ્મણ સુદર્શન પાસે જઈ શશિકળાનો સંદેશો આપી પાછો આવ્યો.

સુદર્શન પણ એ સંદેશો સાંભળી સ્વયંવરમાં જવાના નિશ્ચય ઉપર આવ્યો અને ભારદ્વાજ મુનિએ પણ ઉત્સાહથી તેને ત્યાં જવાની સંમતિ આપી.

સ્વયંવરમાં જવાને તૈયાર થયેલા પુત્રને ભય પામતી, કંપતી, દુઃખી થઈ ગયેલી, આંસુ સારતી મનોરમા કહેવા લાગી. ॥

દિકરા, આજ તું અનેક રાજાઓ ભેળા થયા છે તેવા મેળાવડામાં જવા એકલો ક્યાં સાબદો થયો? દુશમનનું માથે વેર બંધાણું છે એ જાણવા છતાં શું વિચારી તું સ્વયંવરમાં જવા તૈયાર થયો છો ॥ તુને હમેશા હણવાની વાટ જોતો યુધાજીત રાજા પણ ત્યાં આવશે તુને કોઇ મદદ કરનારા નથી. માટે દિકરા તું ત્યાં જા માં ॥ મારે આંધળાની એક આંખ્ય તું છો. મને તારા વિના બીજો આધાર નથી. તારે આધારે જીવું છું. તું એકલો ત્યાં જઈશ એટલે યુધાજીત તુને જીવતો રહેવા દેશે નહીં.

સુદર્શન ઉવાચ ॥ સુદર્શન કહે છે

હે માતા, હું જગદંબાની આજ્ઞાથી સ્વયંવરમાં જાઉં છું. હે મા ક્ષત્રિયાણી થઈ તમે શોક કરો છો એ તમને શોભતો નથી. ભગવતીની કૃપાથી હું કોઇથી ડરતો નથી. ॥ ૧૩–૨૫ ॥

॥ ૮૫ ॥

दृष्ट्वा मनोरमा पुत्रं आशीर्भिश्चाप्यमोदयत् ॥ अग्रतस्तेम्बिका पातु पार्वती पातु पृष्ठतः ॥२६॥
सर्वदा सर्वदेशेषु पातु त्वां भुवनेश्वरी ॥ महामाया जगद्धात्री सच्चिदानन्दरूपिणी ॥२७॥
इत्याद्युक्त्वा तदा माता वेपमाना भयाकुला ॥ उवाचाहं त्वया सार्धं आगमिष्यामि सर्वथा ॥२८॥
निमिषार्धं विना त्वां वै नाहं स्थातुमिहोत्सहे ॥ सहैव नय मां वत्स यत्र ते गमने मतिः ॥२९॥
इत्युक्त्वा निःसृता माता धात्रेयीसंयुता तदा ॥ विप्रैर्दत्ताशिषः सर्वे निर्ययुर्हर्षसंयुताः ॥३०॥
वाराणस्यां ततः प्राप्तो रथेनैकेन राघवः ॥ ज्ञातः सुबाहुना तत्र पूजितश्चारणादिभिः ॥३१॥
मिलिता यत्र राजानो नानादेशाधिपाः किल ॥ युधाजिदपि संप्राप्तो दौहित्रेण समन्वितः ॥३२॥
सेनया सहिताः केचित् वरवारणसंयुताः ॥ अन्योन्यं नृपपुत्रास्ते इत्यूचुर्मिलितास्तदा ॥३३॥
सुदर्शनो नृपसुतो आगतोस्ति निराकुलः ॥ एकाकी रथमारुह्य मात्रा सह महामतिः ॥३४॥
विवाहार्थं महाभागः काकुत्स्थः किं नु साम्प्रतं ॥ एतान्राजसुतांस्त्यक्त्वा ससैन्यान्सायुधानपि ॥
किमेनं राजपुत्री सा वरिष्यति महाभुजं ॥३५॥

युधाजिदथ राजेन्द्रस्तानुवाच महीपतीन् ॥ अहमेनं हनिष्यामि कन्यार्थे नात्र संशयः ॥३६॥
केरलाधिपतिः प्राह तं तदा नीतिसत्तमः ॥ नात्र युद्धं प्रकर्तव्यं राजन् इच्छास्वयंवरे ॥३७॥
बलेन हरणं नास्ति नात्र शुल्कस्वयंवरः ॥ कन्येच्छयात्र वरणं विवादः कीदृशस्त्विह ॥३८॥
अन्यायेन त्वया पूर्वं असौ राज्यात्प्रवासितः ॥ दौहित्रायार्पितं राज्यं बलवन्नृपसत्तम ॥३९॥
काकुत्स्थोऽयं महाभागः कोसलाधिपतेः सुतः ॥ कथमेनं राजपुत्र हनिष्यसि निरागस ॥४०॥
धर्मो जयति नाधर्मः सत्यं जयति नानृतं ॥ माऽनयं कुरु राजेन्द्र त्यज पापमतिं किल ॥४१॥
दौहित्रस्तव संप्राप्तः सोऽपि रूपसमन्वितः ॥ राज्ययुक्तस्तथा श्रीमान् कथं तं न वरिष्यति ॥४२॥
अन्ये राजसुता कामं वर्तन्ते बलवत्तराः ॥ कन्या स्वयंवरे चान्य कथं न स्वीकरिष्यति ॥४३॥

॥ ८६ ॥

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

એમ કહી રથ ઉપર બેસી ગયો. પુત્રનો નિશ્ચય જાણી મનોરમા સંમત થઈ અને આશીર્વાદ આપવા લાગી. હે પુત્ર અંબિકા તારી આગળ રક્ષા કરે પાર્વતી પાછળ રક્ષા કરો મહામાયા જગદ્ધાત્રી સચ્ચિદાનંદ રૂપિણી ભુવનેશ્વરી તારી બધી દિશાએ રક્ષા કરો ॥ એમ અનેક પ્રકારે પુત્રની રક્ષા કરી ને ભયથી વિહ્વળ બનેલી કંપતી માતા મનોરમાએ કહ્યું કે હે પુત્ર હું તારી સાથેજ આવીશ ॥ એક ક્ષણવાર પણ તારા વિના હું જીવી શકું એમ નથી. માટે હે પુત્ર તારે જ્યાં જાવું હોય ત્યાં મને સાથે લઈ જા. એમ કહી પોતાની દાસી સાથે મનોરમા રાણી રથમાં બેઠી. બ્રાહ્મણોના આશીર્વાદ લઈ સૌએ વિદાય લીધી. થોડા વખતમાં તે એક રથ સાથે સુદર્શન કાશીયે પહોંચ્યો. સુબાહુ રાજાયે તેને માન સાથે સત્કાર કરી ઉતારો આપ્યો. સ્વયંવરમાં અનેક દેશના રાજાઓ ભેળા થયા હતા. યુધાજિત પણ પોતાના ભાણેજ સાથે ત્યાં આવ્યો હતો. હાથી ઘોડા સેના અને રાજસી ઠાઠથી આવેલા રાજાઓ અને રાજકુમારો પરસ્પર વાતું કરવા લાગ્યા કે રાજકુમાર સુદર્શન એકલો રથપર બેસી કુંવરી સાથે લગ્ન કરવાની હોંશથી આવેલો છે. લશ્કર અને હથિયારો સાથે આવેલા રાજકુમારોને છોડી શું રાજકુમારી આને પરણશે ? ॥

એ રાજાઓને યુધાજિત રાજા કહેવા લાગ્યો. જો કુંવરી એને પરણશે તો હું સુદર્શનનો વધ કરીશ ॥ કેરલ દેશનો રાજા નીતિવાળાં વચન બોલ્યો કે હે રાજા આ ઈચ્છા સ્વયંવર છે આંહી કોઈ લડવા ભેળા થયા નથી ॥ આ સ્વયંવર બળનો નથી કે જે બળવાન હોય તે બીજાઓને હરાવીને કે મારીને કુંવરીને ઉપાડી જાય. આંહી તો કન્યાની ઇચ્છા થાય તેને પરણે. આ કજીઓ કરવાનું સ્થાન નથી. તમે આગળ આને અન્યાયથી રાજ્યમાંથી કાઢી મુકી પોતાના ભાણેજને જબરજસ્તીથી રાજ્ય આપ્યું આ કાકુત્સ્થ વંશનો કોસલ રાજાનો પુત્ર છે. આ નિરપરાધી રાજકુમારને તમે શા માટે હણશો ? હમેશાં ધર્મનોજ જય થાય છે અધર્મનો નહી. સત્યનોજ જય થાય છે અસત્યનો નહી. હે રાજા અન્યાય ન કરો પાપબુદ્ધિને તજો ॥ તમારો રૂપાળો ભાણેજ શત્રુજિત પણ આંહી આવ્યો છે તેને તો રાજ્ય પણ છે તો તેને પણ કુંવરી કદાચ કેમ ન વરે ? તેમ આંહી ભેળા થયેલા રાજાઓ અને રાજપુત્રોમાંથી કોઈને નહી વરે એમ આપણે કેમ માની લઈએ ? ॥ ૨૯–૪૩ ॥

॥ ૮૭ ॥

व्यास उवाच ॥

इति वादिनि भूपाळे केरलाधिपतौ तदा ॥ प्रत्युवाच महाभागो युधाजिदपि पार्थिवः ॥४४॥

योगेषु वर्तमानेषु कन्यारत्नं कुळोद्वह ॥ अयोग्योऽर्हति भूपाळो न्यायोयं वन रोषते ॥४५॥

भागं सिंहस्य गोमायुर्भोक्तुमर्हति वा कथं ॥ तथा सुदर्शनोयं वै कन्यारत्नं किमर्हति ॥४६॥

बलं वेदो हि विप्राणां भूभुजां चापजं बलम् ॥ बलवानेव गृह्णातु नाबलस्तु कदाचन ॥४७॥

तस्मात्कन्यां पणं कृत्वा नीतिरत्र विधीयतां ॥ अन्यथा कलहः कामं भविष्यति महीभुजां ॥४८॥

एवं विवादे संवृत्ते राज्ञां तत्र परस्परं ॥ आहूतस्तु सभामध्ये सुबाहुर्नृपसत्तमः ॥४९॥

सभाहूय नृपाः सर्वे तमूचुस्तत्त्वदर्शिनः ॥ किं ते चिकीर्षितं राजंस्तद्वदस्व समाहितः ॥५०॥

सुबाहुरुवाच ॥

पुत्र्या मे मनसा कामं वृतः किल सुदर्शनः ॥ मया निवारितात्यर्थं न सा प्रत्येति मे वचः ॥५१॥

किं करोमि सुताया मे न वशे वर्तते मनः ॥ सुदर्शनस्तथैकाकी संप्राप्तोस्ति निराकुलः ॥५२॥

व्यास उवाच ॥

सम्पन्नाभूभुजः सर्वे समाहूय सुदर्शनं ॥ ऊचुः समागतं शान्तमेकाकिनमतंद्रिताः ॥५३॥

राजपुत्र महाभाग केनाहूतोसि सुव्रत ॥ एकाकी यः समायातः समाजे भूभृतामिह ॥५४॥

न वै सैन्यं न सचिवा न कोशो न बृहद् बलं ॥ युद्धकामा नृपतयो वर्तन्तेत्र समागमे ॥

कन्यार्थं सैन्यसम्पन्नाः किं त्वं कर्तुमिहेच्छसि ॥५५॥

सुदर्शन उवाच ॥

अत्र स्वयंवरं श्रुत्वा द्रष्टुकाम इहागतः ॥ स्वप्ने देव्या प्रेरितोस्मि भगवत्या नृपोत्तमाः ॥५६॥

तया यद्विहितं तच्च भवितान्न संशयः ॥ न शक्तिरस्ति संसारे दैवं मिथ्या करिष्यति ॥५७॥

न्यास उवाच ॥ व्यास કહે છે

એ પ્રામાણે કેરલના રાજાનું કહેવું સાંભળી યુધાજિત બોલ્યો ॥ યોગ્ય રાજાઓ હાજર હોય છતાં અયોગ્ય માણસ કન્યાને લઇ જાય એ ન્યાય ક્યાંનો ? ॥ શું સિંહનો ભાગ શિયાળ લઇ જઇ શકે નહિ તેમ સુદર્શન કન્યાને યોગ્ય નથી. ॥ બ્રાહ્મણોનું બળ વેદ છે. ક્ષત્રિયોનું બળ ધનુષ્ય છે. માટે બળવાન જ કન્યાને યોગ્ય છે નિર્બલ નહિ. ॥ આંહી કુંવરી બાબતમાં આ નીતિ રાખવામાં નહિ આવે તો મોટો વિખવાદ કે કલહ થાશે ॥ એ પમાણે રાજાઓમાં પરસ્પર વિવાદ ચાલતો હતો ત્યારે સુબાહુ રાજાને સભામાં બોલાવી કહ્યું કે હે રાજા તમે શું ધાર્યું છે તે કહો ॥

सुबाहुरुवाच ॥ સુબાહુ કહે છે

હે રાજાઓ સ્વયંવરની બધી તૈયારી થઇ આમંત્રણો મોકલાઈ ગયાં ત્યારપછી મને ખબર પડી કે મારી પુત્રી મનથી સુદર્શનને વરી ચુકી છે. મેં તેને ઘણી સમજાવી અટકાવી પણ તે મારૂં માનતી નથી. મારી પુત્રી મારા કબ્જામાં નથી. સુદર્શન એકલોજ આંહી આવેલ છે.

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

ત્યારપછી ભેળા થયેલા રાજાઓએ એકલા શાંત સુદર્શનને તેડાવી પુછ્યું કે હે રાજકુમાર, તને આંહી કોણે તેડાવેલ છે ? કે જેથી એકલો આંહી આવેલ છો ॥ તારી પાસે સૈન્ય, પ્રધાનો, ધન, કે બીજું બળ નથી. આંહી ભેળા થયેલા રાજાઓ લશકર સાથે આવેલા છે કુંવરી માટે લડવા ઈચ્છે છે. તો બોલ્ય તેં શું ધાર્યું છે.

सुदर्शन उवाच ॥ સુદર્શન કહે છે

આંહી સ્વયંવર થતો સાંભળીને જોવા માટે હું આવ્યો છું સ્વપ્નમાં ભગવતીએ મને પ્રેરણા કરેલી તે પ્રમાણે આવ્યો છુ ભગવતીએ જે ધાર્યું હશે તે થાશે. હે રાજાઓ, આ સંસારમાં મારો કોઇ શત્રુ નથી. હું જગતમાં બધે ભુવનેશ્વરીને જોઉ છું. દેવતાઓ, મનુષ્ય અને પ્રાણીમાત્રમાં એ દેવીની શક્તિ પ્રવર્તે છે, તે વિના બ્રહ્મા વિષ્ણુ મહેશ વગેરે દેવતાઓ પણ કાંઇ કરી શકે તેમ નથી. એ દેવીની જે ઇચ્છા હશે તેમ કરશે એમાં મારે કાંઇ વિચારવાનું નથી. ४४–५७॥

सर्वत्र पश्यतो मेघ भवानीं भुवनेश्वरीं ॥ देवभूतमनुष्येषु सर्वभूतेषु सर्वदा ॥५८॥
सर्वेषां तत्कृता शक्तिर्नान्यथा नृपसत्तमाः ॥ तामृते परमां शक्तिं ब्रह्मविष्णुहरादयः ॥५९॥
न शक्ताः स्पन्दितुं देवाः का चिंता मे तदा नृपाः ॥ सा यदिच्छति तत्कुर्यान्मम किं चिन्तनेन वै ॥६०॥
व्यास उवाच ॥
इति तस्य तदाकर्ण्य वचनं राजसत्तमाः ॥ ऊचुः परस्परं प्रेक्ष्य निश्चयज्ञा नराधिपाः ॥६१॥
सत्यमुक्तं त्वया साधो न मिथ्या कर्हिचिद् भवेत् ॥ तथाप्युज्जयिनीनाथस्त्वां हंतुं परिकांक्षति ॥६२॥
त्वत्कृतेन दयाविष्टास्त्वां ब्रवीमो महामते ॥ यदुक्तं तत्त्वया कार्यं विचार्य मनसा सह ॥६३॥
सुदर्शन उवाच ॥
सत्यमुक्तं भवद्भिश्च कृपावद्भिः सुहृज्जनैः ॥ न मृत्युः केनचिद् भाव्यः कस्यचिद्वा कदाचन ॥६४॥
दैवाधीनमिदं सर्वं जगत्स्थावरजंगमं ॥ न देवो मानवं हंतुं शक्तः कालागमं विना ॥६५॥
नाहं बिभेमि धर्मिष्ठाः कदाचिच्च युधाजितः ॥ दैवमेव परं मत्वा सुस्थितोस्मि सदा नृपाः ॥६६॥
पूर्वार्जितं हि भोक्तव्यं शुभं वा यदि वाऽशुभं ॥ निमित्तकारणे वैरं करोत्यल्पमतिर्नरः ॥६७॥
न तथाहं विजानामि वैरं शोकं भयं तथा ॥ निःशंकमिह संप्राप्तः समाजे भूभृतामिह ॥
एकाकी द्रष्टुकामोहं स्वयंवरमनुत्तमं ॥ भगवत्याः प्रमाणं मे नान्यं जानामि संयतः ॥६८॥
युधाजित्सुखमाप्नोतु न मे वैरं नृपोत्तमाः ॥ यः करिष्यति मे वैरं स प्राप्स्यति फलं तथा ॥६९॥
व्यास उवाच ॥
इत्युक्तास्ते तदा तेन संतुष्टा भूभुजः स्थिताः ॥ सोपि स्वमाश्रमं प्राप्य सुस्थितः संबभूवह ॥७०॥
अपरेन्हि शुभे काले नृपाः संमंत्रिताः किल ॥ सुबाहुना नृपेणाथ रुचिरे वै स्वमंडपे ॥७१॥
दिव्यास्तरणयुक्तेषु मंचेषु रचितेषु च ॥ उपविष्टाश्च राजानः शुभालंकरणैर्युताः ॥७२॥
दीप्यमानाः स्थितास्तत्र स्वयंवरदिदृक्षया ॥ इति चिंतापराः सर्वे कदा साप्यागमिष्यति ॥७३॥

व्यास उवाच ॥ વ્યાસ કહે છે.

એ પ્રમાણે સુદર્શનનું વચન સાંભળી રાજાઓ સુદર્શનના નિશ્ચયને જાણી એક બીજા સામું જોઇ સુદર્શનને કહેવા લાગ્યા. હે કુમાર, તેં કહ્યું તે સાચું છે. તેમાં મિથ્યા થઇ શકે તેમ નથી. તો પણ આ ઉજ્જયિનો રાજા યુધાજિત તને હણવા ઇચ્છે છે. અમે તારી વતી દયા માગી. આ હકીકત તને જણાવીએ છીએ. હવે વિચાર કરી તને યોગ્ય લાગે તેમ કરજે. ॥

सुदर्शन उवाच ॥ સુદર્શન કહે છે

આપ બધાએ મારા સ્નેહી તરીકે મારા પર કૃપા કરી જે કહ્યું તે સાચું છે. કોઇ પણ માણસ કોઈનું મૃત્યુ કદી પણ કરી શકતો નથી. આ સ્થાવર જંગમાત્મક આખું જગત દૈવાધીન છે. દૈવ પણ કાળ આવ્યા વિના મનુષ્યને હણવાને શક્તિમાન નથી. હે ધર્મપરાયણ રાજાઓ હું કદી પણ યુધાજિતથી બીતો નથી. દૈવને શ્રેષ્ઠ માનીને હું નિશ્ચયપણે રહ્યો છું. હંમેશાં દરેક માણસે સારૂં અથવા નરસું, સુખ અથવા દુઃખ પૂર્વ જન્મના સંચિત પ્રમાણે ભોગવવાનું હોય છે મૂર્ખ માણસ બીજા કારણે વેર બાંધે છે. હું એવી રીતે વેર શોક અને ભયને માનતો નથી. તેથી રાજાઓના આ સમૂહમાં ઉત્તમ સ્વયંવરને જોવા માટે નિઃશંકપણે આવ્યો છું. હું તો ભગવતીને આધારરૂપ માનું છું. તે સિવાય બધું મિથ્યા છે. હે રાજાઓ, યુધાજિત પણ સુખી થાય, મારે એની સાથે વેર નથી. જે મારી સાથે વેર કરશે તે એવું ફળ મેળવશે ॥

व्यास उवाच ॥ વ્યાસ કહે છે-

સુદર્શનનાં એવાં વચન સાંભળીને બધા રાજાઓ ખુશી થયા. સુદર્શન પોતાને ઉતારે ગયો. બિજા દિવસે સુબાહુ રાજાએ તેડાવેલા ઉત્તમ સિંહાસન અને ગાલીચાઓ વિગેરેથી શોભતા સ્વયંવર મંડપમાં વિવિધ પ્રકારનાં આભૂષણો અને પોષાકથી શોભતા રાજાઓ પોતાને સ્થાને બેઠા. અને પરસ્પર વાતું કરવા લાગ્યા કુંવરી સ્વયંવર મંડપમાં ક્યારે આવશે અને કયા ભાગ્યશાળી રાજાને વરસે. જો ભાગ્યવશાત્ તે સુદર્શનને વરમાળા પહેરાવશે તો રાજાઓ વચ્ચે મોટો કલહ ઉત્પન્ન થશે. ત્યારપછી સ્વયંવર મંડપમાં વિવિધ પ્રકારના વાજિંત્રોના નાદ થવા લાગ્યા. ॥ ૫૮-૭૩ ॥

भाग्यवन्तं नृपश्रेष्ठं श्रुतपुण्यं वरिष्यति ॥ यदा सुदर्शनं दैवात्स्रजा संभूषयेदिह ॥७४॥
विवादोवै नृपाणां च भविता नात्र संशयः ॥ वादित्रघोषः सुमहोनुत्थितो नृपमंडपे ॥७५॥
अथ काशीपतिः प्राह सुतां स्नातां स्वलंकृतां ॥ विवाहोपस्करैर्युक्तां दिव्यां सिंधुसुतोपमां ॥७६॥
चिंतापरां सुवसनां स्मितपूर्वमिदं वचः ॥ उत्तिष्ठ पुत्रि सुनसे करे धृत्वा शुभां स्रजं ॥७७॥
व्रज मण्डपमध्येऽद्य समाजं पश्य भूभुजां ॥ गुणवान् रूपसम्पन्नः कुलीनश्च नृपोत्तमः ॥७८॥
सख्या ते वर्णितः श्रेष्ठः समृद्धराज्यपालकः ॥ तव चित्ते वसेद्यस्तु तं वृणुष्व सुमध्यमे ॥७९॥

व्यास उवाच ॥

त तथा भाषमाणं वै पितरं मितभाषिणी ॥ उवाच वचनं बाला ललित धर्मसयुतं ॥ ८०॥

शशिकलोवाच ॥

नाहं दृष्टिपथे राज्ञां गमिष्यामि पितः किल ॥ कामुकानां नरेशानां गच्छन्त्यन्याश्च योषितः ॥८१॥
धर्मशास्त्रे श्रुतं तात मयेदं वचनं किल ॥ एक एव वरो नार्या निरीक्ष्यः स्यान्न चापरः ॥८२॥
सतीत्व निर्गतं तस्या या प्रयाति बहूनथ ॥ संकल्पयंति ते सर्वे दृष्ट्वा मे भवतादिति ॥८३॥
स्वयंवरे स्रजं धृत्वा यदा गच्छति मंडपे ॥ सामान्या सा तदा जाता कुलटेवापरा वधूः ॥८४॥
वारस्त्री विपणे गत्वा यथा वीक्ष्य नरान् स्थितान् ॥ गुणागुणपरिज्ञानं करोति निजमानसे ॥८५॥
नैकभावो यथा वेश्या वृथा पश्यति कामुकं ॥ वृद्धैरेतैः कृतं धर्मं न करिष्यामि सांप्रतं ॥८६॥
सुदर्शनो मया पूर्वं वृतः सर्वात्मना पितः ॥ विवाहविधिना देहि कन्यादानं शुभे दिने ॥८७॥
सुदर्शनाच नृपते यदीच्छसि शुभं मम ॥ राज्ञां राजकुमाराणां नागमिष्यामि संकुले ॥८८॥

इतीश्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्र्यां संहितायां
सुदर्शन चरित्रे शशिकलास्वयंवरवर्णनं नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

ત્યારપછી કાશીપતી સુબાહુ રાજા, નાહી ધોઇ તૈયાર થયેલી, વિવાહને યોગ્ય વસ્ત્રો અને અલંકારોથી શોભતી, લક્ષ્મી સરખી રૂપાળી, ચિંતાથી ઘેરાયેલી પોતાની પુત્રીને મંદ હાસ્ય સાથે કહેવા લાગ્યા. હે પુત્રી હાથમાં વરમાળા લઈને સ્વયંવર મંડપમાં જા અને ભેળાં થયેલા રાજાઓને જો. તેમાં જે રૂપાળો, કુલીન, ગુણવાન મોટા રાજ્યવાળો રાજા તારા મનમાં વસે તેને તું વરમાળા પહેરાવી તારો પતિ કર.

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

એ પ્રમાણે પોતાના પિતાનાં વચન સાંભળીને શશિકળા ધર્મયુક્ત વચન કહેવા લાગી.

शशिकला उवाच ॥ શશિકળા કહે છે.

હે પિતા, હું રાજાઓની નજરે ચડવા માગતી નથી. કામાંધ રાજાઓની નજર આગળ બીજી સ્ત્રીઓ જાય. હે પિતા, ધર્મશાસ્ત્રમાં મેં એવું વાંચ્યું છે સાંભળ્યું છે કે સ્ત્રીએ એકજ પતિ જોવો અને કરવો જોઇએ. સ્વંયવર મંડપમાં આવેલી કન્યા ઘણા પુરુષોની વચ્ચે ઊભી રહે છે ત્યારે દરેક રાજા કે રાજકુમાર એવો વિચાર કરે છે કે આ મારી સ્ત્રી થાશે, ત્યારે તે સ્ત્રીનું સતીત્વ રહેતું નથી. સ્વયંવરમાં હાથમાં માળા લઇને કન્યા મંડપમાં ઊભી રહે છે તેજ વખતે કુલટા કે વેશ્યાનું રૂપ તે સ્ત્રી પામે છે. જેવી રીતે વેશ્યા સ્ત્રી બજારમાં જઇને અનેક પુરુષોને જોઈ તેના ગુણ અવગુણનો વિચાર પોતાના મનમાં કરે છે અને એક પુરુષ વિષે એકાગ્ર ભાવ રાખતી નથી તેવી રીતે હું વરતવા ખુશી નથી. ભલે વૃદ્ધ પુરુષોએ સ્વયંવરના માર્ગને ધર્મરૂપ ગણ્યો હોય પણ હું તેને અનુસરવા ઈચ્છતી નથી. કારણ પ્રથમથીજ મેં મન, વચન, કર્મથી સુદર્શનને પતિ તરીકે સ્વીકારી લીધો છે. માટે હે પિતા, જો તમે મારૂં હિત ઈચ્છતા હો તો સુદર્શનને મારૂં કન્યાદાન વિવાહ વિધિ પ્રમાણે આપો. ॥ ૭૪–૮૮ ॥

इति श्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्त्र्यां संहितायां सुदर्शन चरित्रे शशिकला स्वयंवरो नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

# अथ अष्टमोऽध्यायः ॥८॥ सुदर्शन कथा ॥

व्यास उवाच ॥

सुबाहुरपि तच्छ्रुत्वा युक्तमुक्तं तथा तदा ॥ चिंतायुक्तो बभूवाशु ; किंकर्तव्यमितःपरं ॥ १ ॥
संगता. पृथिवीपालाः ससैन्याः सपरिग्रहाः ॥ उपविष्टाश्च मंचेषु योद्धुकामा महाबलाः ॥ २ ॥
यदि ब्रवीमि तान्सर्वान्सुता नांयाति सांमतं ॥ तथापि कोपसंयुक्ता हन्युर्मां दुष्टबुद्धयः ॥ ३ ॥
न मे सैन्यबलं तादृङ न दुर्गंबलमद्भुतं ॥ येनाहं नृपतीन्सर्वान्प्रत्यादेष्टुमिहोत्सहे ॥ ४ ॥
सुदर्शनस्तथैकाकी असहायोऽधनः शिशुः ॥ इति चिंतापरो राजा जगाम नृपसन्निधौ ॥ ५ ॥
प्रणम्य तानुवाचाथ प्रश्रयावनतो नृपः ॥ किं कर्तव्यं नृपाः कामं नैति मे मंडपे सुता ॥ ६ ॥
बहुशः प्रेर्यमाणापि सा मात्रापि मयापि च ॥ मूर्ध्ना पतामि पादेषु राज्ञां दासोस्मि सांमतं ॥ ७ ॥
पूजादिकं गृहीत्वाऽद्य व्रजन्तु सदनानि वः ॥ न वशे मे सुता बाला यदि म्रियेत खेदिता ॥ ८ ॥
तदा मे स्यान्महद् दुःखं तेन चिंतातुरोस्म्यहं ॥ किमेतया दुहित्रा मे मंन्दया दुर्विनीतया ॥
न शक्तस्तामिहानेतुं भवन्तः शरण मम , ॥ सुता सुतेव मंतव्या भवद्भिः सर्वथा मम ॥ ९ ॥

व्यास उवाच ॥

श्रुत्वा सुबाहुवचनं नोचुः केचन भूमिपाः ॥ युधाजित् क्रोधताम्राक्षस्तमुवाच रुषान्वितः ॥१०॥
राजन्मूर्खोसि किं ब्रूषे कृत्वा कार्यं सुनिन्दितम् ॥ स्वयंवर. कथं मोहाद्रचितः ; संशये सति ॥११॥
मिलिता भूभुजः सर्वे त्वयाहूताः स्वयंवरे ॥ अवमान्य नृपान्सर्वांस्त्वं किं सुदर्शनाय वै ॥
दातुमिच्छसि पुत्रीं न किमनार्यमतःपरं: ॥१२॥
अहं त्वां हन्मि पापिष्ठं तथा पश्चात् सुदर्शनं ॥ मे दौहित्रायाद्य कन्यां दास्यामीति विनिश्चयः ॥१३॥
भारद्वाजाश्रमे पूर्वं मुक्तो मुनिकृते मया ॥ नाद्याहं मोचयिष्यामि सर्वथा जीवितं शिशोः ॥१४॥

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

સુબાહુ રાજા પોતાની પુત્રીનું વાજબી કહેવું સાંભળીને ચિંતાયુક્ત થઈ ગયા અને હવે પછી શું કરવું તેની ચિંતામાં બુડી ગયા. પોતે વિચાર કરવા લાગ્યા કે રાજાઓ પોતાનાં સૈન્ય ને સાધનો સાથે ભેળા થયેલા છે. રંગમંડપમાં સિંહાસનો ઉપર બેઠેલા છે. જરૂર પડે તો યુદ્ધ કરવાની તૈયારી દેખાય છે. જો હું તેઓને કહીશ કે મારી પુત્રી રંગમંડપમાં આવતી નથી તો મારા ઉપર કોપ કરી મને હણશે. મારી પાસે સૈન્યનું, કિલ્લાનું એવું બળ નથી જેથી કરી હું બધા રાજાઓને પહોંચી વળું. સુદર્શન પણ બાળક છે અને સૈન્ય, ધન અને સાધન વિનાનો એકલો છે. એ રીતના-વિચાર કરતાં રાજા સુબાહુ, રાજાઓની સન્મુખ સ્વયંવર મંડપમાં જઇને બધાને પ્રણામ કરી બહુ નમ્રતા સાથે કહેવા લાગ્યા. હે રાજાઓ, મારી પુત્રી સ્વયંવર મંડપમાં આવતી નથી. મેં તથા તેની માતાએ ઘણી સમજાવી પણ તે માનતી નથી. આ વખતે મારે શું કરવું એ મને સૂઝતું નથી. હું આપ બધા રાજાઓનો દાસ છું અને તમારા પગમાં પડું છું. ॥ માટે આપ સર્વે મારો સત્કાર ગ્રહણ કરી પોતપોતાના રાજમાં પધારો એવી મારી વિનતિ છે. મારી અબુધ પુત્રી મારા કાબુમાં નથી. જો હું વધુ દબાણ કરૂં તો તે મરણ પામશે જેથી મને વધુ દુઃખ થાશે. હું ચિંતામાં બુડી ગયો છું. આવી વિનય વગરની મંદબુદ્ધિ વાળી મારી પુત્રીથી મને ખેદ થાય છે. એ દિકરીને આંહી રંગમંડપમાં લઈ આવવા હું અસમર્થ છું. હું તમારે શરણે આવ્યો છું. માટે આપ બધાયે મારી પુત્રીને પોતાની દિકરી સમાન માનીને પોતપોતાના રાજમાં પધારવું એવી મારી પ્રાર્થના છે.

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

સુબાહુ રાજાનું વચન સાંભળી ભેળા થયેલા રાજાઓમાંથી કોઈ કાંઈ બોલ્યું નહી, ત્યારે ક્રોધથી લાલ આંખવાળો યુધાજિત રોષ સાથે સુબાહુને કહેવા લાગ્યો હે રાજા, તું મૂર્ખ છો. તું આં શું બોલે છે ? તારૂં આ કામ નિંદાપાત્ર છે. જો તારી પુત્રીને માટે તને સંશય હતો-તો પછી તેં સ્વયંવર શા માટે રચ્યો. તારા તેડાવવાથી સ્વયંવરમાં બધા રાજાઓ ભેળા થયા છે. એ બધાનું-અપમાન કરીને શું તું સુદર્શનને તારી પુત્રી દેવા ઇચ્છે છે. આ તારૂં કામ ઘણું નિંદાપાત્ર છે. ॥૧-૧૪॥

॥ ૯૫ ॥

तस्माद्विचार्य सम्यक् त्वं पुत्र्या च भार्यया सह ॥ दौहित्राय शुभां कन्यां देहि मे सुभ्रुवं किल ॥१५॥
संबंधी भव दत्वा त्वं पुत्रीमेतां मनोहरां ॥ उच्चाश्रयः प्रकर्तव्यः सर्वदा शुभमिच्छता ॥१६॥
सुदर्शनाय दत्वा त्वं पुत्रीं प्राणप्रियां शुभां ॥ एकाकिनेप्यराज्याय किं सुखं प्राप्तुमिच्छसि ॥१७॥
कुलं वित्तं बलं रूपं राज्यं दुर्गं सुहृज्जनं ॥ दृष्ट्वा कन्या प्रदातव्या नान्यथा सुखमृच्छति ॥१८॥
कुरु कार्यं यथायोग्यं मा कृथा मतिमन्यथा ॥ समानय सुतां राजन्मण्डपे तां सखीवृतां ॥१९॥
सुदर्शनमृते चेयं वरिष्यति यदाप्यसौ ॥ विग्रहो मे तदा न स्याद्विवाहोस्तु तवेप्सितः ॥२०॥
अन्यथाहं हरिष्येऽद्य बलात्कन्यामिमां शुभां ॥ मा विरोधं सुदुःसाध्यं गच्छ पार्थिवसत्तम ॥२१॥

व्यास उवाच ॥

युधाजिता समादिष्टः सुबाहुः शोकसंयुतः ॥ निःश्वसन् भवनं गत्वा भार्यां प्राह शुचावृत ॥२२॥
पुत्रीं ब्रूहि सुधर्मज्ञे कलहे समुपस्थिते ॥ किं कर्तव्यं मया शक्यं त्वद्वशोस्मि सुलोचने ॥२३॥

व्यास उवाच ॥

सा श्रुत्वा पतिवाक्यं तु गत्वा प्राह सुतांतिकं ॥ वत्से राजातिदुःखार्तः पिता तेऽद्यापि वर्तते ॥२४॥
यदा सुदर्शनं वत्से हठात्त्वं वै वरिष्यसि ॥ युधाजित्त्वां च मां चैव पितरं च हनिष्यति ॥२५॥
तस्मात्सुदर्शनं त्यक्त्वा वरयान्यं नृपोत्तमं ॥ इति मात्रा बोधितां तां पश्चाद् राजाप्यबोधयत् ॥२६॥

व्यास उवाच ॥

उभयोर्वचनं श्रुत्वा निर्भयोवाच कन्यका ॥ सत्यमुक्तं नृपश्रेष्ठ जानासि च व्रतं मम ॥२७॥
नान्यं वृणोमि भूपालं सुदर्शनमृते कचित् ॥ बिभेषि यदि राजेन्द्र नृपेभ्यः किल कातरः ॥२८॥
सुदर्शनाय दत्वा मां विसर्जय पुराद् बहिः ॥ स मां रथे समारोप्य निर्गमिष्यति ते पुरात् ॥२९॥
भवितव्यं तु पश्चाद् वै भविष्यति न चान्यथा ॥ जगदम्बाश्रयान्नास्ति देवेभ्योपि भयं मम ॥३०॥

હું આજ તને પાંપીને હણીશ. પછી સુદર્શનને હણીશ અને પછી તારી પુત્રી મારા ભાણેજ શત્રુજીતને પરણાવીશ. આ મારો નિશ્ચય છે. આગળ મેં ભારદ્વાજના આશ્રમમાં એ મુનિની શરમને લીધે એને જતો કર્યો હતો. પણ આજ હું એ બાળકના જીવનને છોડીશ નહીં. માટે હજી પણ તને તક આપું છું કે તું તારી પુત્રી અને તારી સ્ત્રી સાથે વિચાર કરી સલાહ કરી મારા ભાણેજને તારી સુંદર કન્યા પરણાવ. તારી મનોહર કન્યા પરણાવીને તું મારો સગો થા. હમેશાં પોતાનું સારૂં ઇચ્છનારા માણસે મોટાનો આશ્રય લેવો જોઇએ. તું તારી પ્રાણ સરખી પ્રિય પુત્રી એકલા, રાજ વિનાના સુદર્શનને આપીને કયા સુખની આશા રાખે છે. હંમેશાં દરેક માણસે કુળ, ધન, બળ રૂપ, રાજ્ય, દુર્ગ અને સગાંસંબંધી એ બધાંની સહાયતાવાળા વરને કન્યા આપવી જોઈએ. નહિંતર સુખ મળતું નથી. માટે તું યોગ્ય કામ કર અને અવળું કામ કરવામાં તારી પ્રવૃત્તિ છોડી દે. તું તારી પુત્રીને પોતાની સખીઓ સાથે સ્વયંવર મંડપમાં લઇ આવ. ॥ અને કદાચ તારી પુત્રી સુદર્શન વિના બીજા કોઈને વરશે તો પણ મને વાંધો નથી. તો ખુશીથી તું એની સાથે લગ્ન કરી દેજે. જો તેમ નહીં કર અને સુદર્શનને આપવાનો હઠ પકડીશ તો હું જબરજસ્તીથી તારી કન્યાનું હરણ કરીશ. માટે આવો વિરોધ કે કલેશને થતો તું અટકાવ. અને તારી પુત્રીને જા સમજાવ્ય.

વ્યાસ ઉવાચ ॥ વ્યાસ કહે છે.

યુધાજિતનાં વચન સાંભળીને શોકથી ઘેરાયેલા, નિસાસા નાખતા સુબાહુ રાજા પોતાના મહેલમાં જઇને દુઃખ સાથે પોતાની સ્ત્રીને કહેવા લાગ્યા, હે રાણી, મહાન કલહ આવી પડ્યો છે. તેમાં હવે મારે શું કરવું એ તું આપણી પુત્રીને પૂછ. મને કાંઇ સૂઝતું નથી તે કહે તેમ હું કરૂં. એમ કહી યુધાજીતે આપેલી ધમકી કહી સંભળાવી. રાણી પતિનાં વચન સાંભળી પોતાની પુત્રી પાસે જઇ કહેવા લાગી. હે પુત્રી તારા પિતા દુઃખથી ઘેરાઈ ગયા છે. જો તું સુદર્શનને પરાણે પરણીશ તો યુધાજિત, મને તારા પિતાને સુદર્શનને હણી તને લઈ જશે. ॥૧૫-૩૦॥



॥ ९७॥

राजोवाच

न पुत्रि साहसं कार्यं मतिमद्भिः कदाचन ॥ बहुभिर्न विरोद्धव्यं इति वेदविदो विदुः ॥३१॥
यदि ते रोचते वत्से पणं संविदधाम्यहं ॥ जनकेन यथा पूर्वं कृतं सोतास्वयंवरे ॥३२॥
सुदर्शनस्तु वान्यो वा यः कश्चिद् बलवत्तरः ॥ पालयित्वा पणं त्वां वै वरयिष्यति सर्वथा ॥
एवं कृते नृपाणां तु विवादः शमितो भवेत् ॥३३॥

कन्योवाच

संदेहे नैव मज्जामि मूर्खकृत्यमिदं यतः ॥ मया सुदर्शनः पूर्वं धृतश्चेतसि नान्यथा ॥३४॥
मनसा धारितं त्यक्त्वा कथमन्यं वृणे पितः ॥ कृते पणे महाराज सर्वेषां वशगा ह्यहं ॥३५॥
एकः पालयिता द्वौ वा बहवो वा भवन्ति चेत् ॥ किं कर्तव्यं तदा तात विवादे समुपस्थिते ॥३६॥
संशयाधिष्ठिते कार्ये मतिं नाहं करोम्यतः ॥ मा चिन्तां कुरु राजेन्द्र सुदर्शनाय देहि माम् ॥३७॥
विवाहं विधिना कृत्वा शं विधास्यति चंडिका ॥ तां स्मृत्वा परमां शक्तिं कुरु कार्यमतन्द्रितः ॥३८॥
विवाहं कुरु रात्रौ मे वेदोक्तविधिना नृप ॥ पारिबर्हं यथायोग्यं दत्त्वा तस्मै विसर्जय ॥३९॥
गमिष्यति गृहीत्वा मां ध्रुवसंधिसुतः किल ॥ कदाचित्ते नृपाः क्रुद्धाः संग्रामं कर्तुमुद्यताः ॥
भविष्यति तदा देवी साहाय्यं नः करिष्यति ॥४०॥
सोऽपि राजसुतैस्तैस्तु संग्रामं संविधास्यति ॥ दैवान् मृधे मृते तस्मिन् मरिष्याम्यहमप्युत ॥४१॥

व्यास उवाच ॥

इति तस्या वचः श्रुत्वा राजासौ कृतनिश्चयः ॥ मतिं चक्रे तथा कर्तुं विश्वासं प्रतिपद्य च ॥४२॥
श्रुत्वा सुतावाक्यमनिन्दितात्मा नृपांश्च गत्वा नृपतिर्जगाद ॥
व्रजन्तु कामं शिविराणि भूपाः श्वो वा विवाहं किल संविधास्ये ॥४३॥

માટે તું સુદર્શનને છોડી બીજા કોઈને પરણ. એવી રીતે માતાએ સમજાવી અને પછી પિતાએ પણ તેને બહુ સમજાવી. ત્યારે શશિકળા નિર્ભયપણે બંનેના વચન સાંભળી કહેવા લાગી. હે માતા પિતા, તમે કહ્યું તે સાચી વાત છે. તમે મેં લીધેલા વ્રતને જાણો છો. હું કદાપિ સુદર્શન વિના બીજા રાજાને પરણી શકું તેમ નથી. જો તમને રાજાઓનો ભય લાગતો હોય તો તમે મને સુદર્શન સાથે પરણાવી શહેરની બહાર મોકલી આપો. સુદર્શન મને રથ ઉપર બેસારી તમારા નગરમાંથી નીકળી જશે. ત્યાર પછી જે થવાનું હોય તે ભલે થાય. તેમાં મિથ્યા કોઈ કરી શકશે નહીં.

सुबाहु उवाच ॥ સુબાહુ કહે છે હે પુત્રી, ડાહ્યા માણસોએ સાહસ કરવું ન જોઈએ. વેદ જાણનારા વિદ્વાનો કહે છે કે ઘણાઓ સાથે વેર કે વિરોધ કરવો એ સારું નથી. જો તું કહેતી હો તો હે પુત્રી હું એવું કાંઈ પણ કરું કે જેવી રીતે જનક રાજાએ સીતાના સ્વયંવરમાં કર્યું હતું. પછી સુદર્શન કે બીજો જે બળવાન હોય તે પણ તે પ્રમાણે વરતી તને વરે એમ કરવાથી રાજાઓ સાથેનો વિરોધ મટશે.

कन्या उवाच ॥ કન્યા કહે છે.

હે પિતા, આવા સંશયવાળા કાર્યમાં હું પડવા ઈચ્છતી નથી. આ કામ તો મૂર્ખાઈ ભરેલું ગણાય. મેં પ્રથમથીજ મારા ચિત્તમાં સુદર્શનને પતિ તરીકે સ્વીકાર્યો છે તો મનથી નક્કી કરેલા પતિને છોડીને હું હે પિતા, બીજા પુરુષને કેવી રીતે વરી શકું. જયારે પણ કરવામાં આવે ત્યારે હું બધા રાજાઓને વશ થયેલી ગણાઉં. એ પણને સિદ્ધ કરનારો એક, બે કે ઘણા નીકળી પડે ત્યારે શું કરવું ! એ વખતે પણ મોટો કલહ કે વિગ્રહ તો થાશે જ. આવા સંશયયુક્ત કામમાં હું પ્રવૃત્ત થવા ઈચ્છતી નથી. હે પિતા, તમે ચિંતા કરો મા. મને સુદર્શન સાથે વિધિ પ્રમાણે પરણાવો. આપણું કલ્યાણ શ્રી ભુવનેશ્વરી કરશે એ મહાશક્તિને સંભારી તમે નિર્ભયપણે આ કામ કરો. આજ રાતે વેદોક્ત વિધિ પ્રમાણે મારાં લગ્ન કરી મને જે કાંઈ દાયજો દેવો હોય તે દઈ રવાના કરો.

મને લઈ સુદર્શન ચાલી નીકળશે. કદાચ ક્રોધે ભરાયેલા રાજાઓ લડવા તૈયાર થશે તો દેવી અમને જરૂર મદદ કરશે. અને સુદર્શન તેઓ સાથે લડશે. દૈવયોગે કદાચ સુદર્શનનું મૃત્યુ થાશે તો હું તેની પછવાડે સતી થઈ મરીશ. ॥૩૧–૪૩॥

भक्ष्याणि पेयानि मयार्पितानि गृह्णन्तु सर्वे मयि सुप्रसन्नाः ॥
श्वो भावि कार्यं किल मंडपेऽत्र समेत्य सर्वैरिह संविधेयं ॥४४॥
नायाति पुत्रीं किल मंडपेऽद्य करोमि किं भूपतयोऽत्र कामं ॥
प्रातः समाश्वास्य सुतां नयिष्ये गच्छन्तु तस्माच्छिबिराणि भूपाः ॥४५॥
इच्छापणं वा परिचिन्त्य चित्ते प्रातः करिष्याम्यथ संविवाहं ॥
श्रुत्वा नृपास्तेऽवितथं विदित्वा वचो ययुः स्वानि निकेतनानि ॥४६॥
सुबाहुरथार्यजनैः समेतः चकार कार्याणि विवाहकाले ॥
पुत्र समाहूय गृहे सुगुप्ते पुरोहितैर्वेदविदां वरिष्ठैः ॥४७॥
स्नानादिकं कर्म वरस्य कृत्वा विवाहभूषाकरणं तथैव ॥
आनाय्य वेदीरचिते गृहे वै तस्यार्हणं भूमिपतिश्चकार ॥४८॥
समाप्तभूषां विधिवद्विधिज्ञाः स्त्रियश्च तां राजसुतां सुयाने ॥
आरोप्य निन्युर्वरसंनिधानं चतुष्कयुक्ते किल मण्डपे वै ॥४९॥
अग्निं समाधाय पुरोहितः ■ हुत्वा यथावच्च तदन्तराले ॥
आह्वाययच्चौ कृतकौतुकौ तु वधूवरौ प्रेमयुतौ निकामं ॥५०॥
लाजा विसर्गं विधिवद्विधाय कृत्वा हुताशस्य प्रदक्षिणां च ॥
ददौ नृपेन्द्रस्तु सुदर्शनाय सुपूजितं पारिबर्हं विवाहे ॥५१॥
शतद्वय साश्वयुजां रथानां सुभूषितं चापि शरौघसद्युतं ॥
मदोत्कटान् हेमविभूषितांश्च गजान् गिरेः शृंगसमानदेहान् ॥५२॥
करेणुकानां च शतं सुचारु दासीशतं काञ्चनभूषितं च ॥
सिन्धूद्भवानां तुरगोत्तमानां अदात्सहस्रं द्वितयं सुरम्यं ॥५३॥

॥१००॥

વ્યાસ ઉવાચ ॥ વ્યાસ કહે છે તે પ્રમાણે પુત્રીનું વચન સાંભળી સુબાહુ રાજાએ નિશ્ચય કરી પુત્રીના વચન ઉપર વિશ્વાસ રાખી તે લગ્ન કરી દેવાના નિર્ણય ઉપર આવ્યા. પછી સુબાહુ રાજા સ્વયંવર મંડપમાં જઈ રાજાઓને કહેવા લાગ્યા. હે રાજાઓ તમે આજ તો પોતપોતાને ઉતારે જાઓ. આવતી કાલે હું મારી પુત્રીને સમજાવી લગ્ન કરવાના નિશ્ચય ઉપર આવીશ. આજ આપ બધા ખાઓ પીઓ અને મારા અતિથિ સત્કારનો સ્વીકાર કરો. આવતી કાલે આપ બધાએ આ મંડપમાં આવીને યોગ્ય લાગે તેમ કરવું. આજ તો મેં મારી પુત્રીને ઘણું સમજાવી પણ તે મંડપમાં આવતી નથી એટલે હજી પણ મારી પુત્રીને આશ્વાસન આપી સમજાવી કોઈપણ રીતે સભા મંડપમાં લઈ આવવા બનતું કરીશ. માટે આજ આપ બધા પોતપોતાને ઉતારે પધારો ॥ હું મારા મન સાથે વિચાર કરીને સવારે કોઈ એક પ્રકારનું પણ (શરત) કરીને અથવા બીજી રીતે વિવાહ કરી નાખીશ. રાજાઓએ સુબાહુનું એ વચન સાચું માન્યું અને ઉતારે ગયા.

સુબાહુયે પોતાના સલાહકારો અને પોતાના પુત્રોને બોલાવી તેની સાથે વિચાર કરી ગુપ્તસ્થળે પોતાના વેદ ભણેલા પુરોહિતોને હાથે વિવાહને યોગ્ય કાર્યોની તૈયારી કરી. વરરાજાને નવરાવી ધોવરાવી લગ્નને યોગ્ય આભૂષણો વિગેરેથી શણગારીને રચેલી વેદી પાસે તેને બેસારી તેનું પૂજન કર્યું. પછી કન્યાને પણ સ્ત્રીઓએ વિધિવત્ રાજરીત પ્રમાણે આભૂષણો વગેરેથી શણગારીને વાહનમાં બેસારી ચોખંડા લગ્નમંડપમાં વરની પાસે લઇ આવી. લગ્નની બીજી વિધિ કરાયા પછી અગ્નિનું આવાહન કરી, વિધિવત્ હોમ કરી, હથેવાળો મેળવીને, લાજા હોમ કરીને, અગ્નિને પ્રદક્ષિણા અને બીજી લગ્નને યોગ્ય વિધિ કરી સુદર્શનને કન્યાદાન કર્યું. સુદર્શનને પોષાક આપ્યો. શણગારેલા અને સસ્ત્રાસ્ત્રથી યુક્ત એવા ૨૦૦ રથ, પર્વત જેવા મદોન્મત્ત સુવર્ણથી શોભતા ૧૦૦ હાથીઓ, ૧૦૦ હાથણીઓ, સુવર્ણથી સુશોભિત ૧૦૦ દાસીઓ અને સિંધના ઉત્તમોત્તમ ૨૦૦૦ ઘોડા પોષાકમાં આપ્યાં ॥૪૪–૫૩॥

अदात्पुनर्दाससहस्रमेकं सर्वायुधैस्संभृतभूषितं च ॥
रत्नानि वांसासि यथोचितानि दिव्यानि चित्राणि तथाऽऽविकानि ॥५४॥
क्रमेलकानां च शतत्रयं वै मत्यादिशत भारभृतां सुचारु ॥५५॥
शतद्वयं वै शकटोत्तमानां तस्मै ददौ धान्यरसैः मपूरितं ॥
मनोरमां राजसुतां मणम्य जगाद वाक्यं विहितांजलिः पुर ॥५६॥
दासोऽस्मि ते राजसुते वरिष्ठे तद् ब्रूहि यत्स्याच्च मनोगतं ते ॥
तं चारु वाक्यं निजगाद साध्वी स्वस्त्यस्तु ते भूप कुलस्य वृद्धिः ॥५७॥
संमानिताहं मम सूनवे त्वया दत्ता यतो रत्नसमा स्वकन्यका ॥
सुमेरुतुल्यस्तु कृतः सुतोऽद्य मे यद् भ्रष्टराज्याय किलाधनाय वै ॥५८॥
वनाधिवासाय विसैन्यकाय सुदर्शनायाथ सुतार्पिता मे ॥
वैरं च सर्वैः सह संविधाय किं वर्णये धैर्यमिदं त्वदीयं ॥५९॥
निशम्य वाक्यानि नृपः महृष्टः कृतांजलिर्वाक्यमुवाच भूपः ॥
गृहाण राज्यं मम सुमसिद्धं नोचेत्तदर्धं मतिगृह्य चात्र ॥
सुतान्विता राज्यफलानि भुंक्ष्व विधाय वाराणसिकानिवासं ॥६०॥
आकर्ण्य तद्भाषितमर्थवच्च जगाद वाक्यं च मनोरमा तम् ॥
राजन् शिवं तेस्तु कुरुष्व राज्यं विसर्जयास्मान्निजसद्म गन्तुं ॥६१॥
सुतोपि मे नूनमवाप्य राज्यं साकेतपुर्यां निवसिष्यतीह ॥
न कापि चिंता मम भूप वर्तते संचिन्तयन्त्या भुवनेश्वरीं वै ॥६२॥

તેમજ બધી જાતનાં આયુધોથી સજ્જ થયેલા ૧૦૦ સૈનિકો; વિવિધ પ્રકારનાં સુતરાઉ રેશમી ઊનનાં અમૂલ્ય વસ્ત્રો, સામાન ભરેલા ૩૦૦ ઊંટ, ધાન્ય વગેરે વસ્તુઓથી ભરેલાં ૨૦૦ ગાડાં વગેરે પેશાકમાં આપ્યાં. પછી સુદર્શનની માતા રાજપુત્રી મનોરમાને પ્રણામ કરી સુબાહુ રાજા બે હાથ જોડી કહેવા લાગ્યા. હે રાજપુત્રી, હું તમારો દાસ છું. મેં મારી પુત્રી તમારા પુત્રને પરણાવી છે. હવે મારે યોગ્ય કાંઈ સેવા હોય તો કહો. મનોરમા કહેવા લાગ્યાં કે મહારાજા, તમારૂં અને તમારા કુળનું કલ્યાણ થાઓ, વંશવૃદ્ધિ થાઓ. તમે મને ઘણો સંતોષ આપ્યો છે કે જે તમે તમારી રત્ન સરખી કન્યા મારા પુત્રને પરણાવી. રાજ વિનાના, ધન વિનાના, વનમાં રહેનારા, સૈન્ય વિનાના મારા પુત્રને તમે કન્યા આપીને તેને તમે મેરૂ પર્વત જેવડો મોટો કરી દેખાડયો છે.

સુબાહુ રાજા હર્ષ પામી મનોરમાનું વચન સાંભળી હાથ જોડી ફરી કહેવા લાગ્યા. હે રાજપુત્રી, તમે મારૂં આ આખું રાજ્ય તમારા પુત્રને માટે લેવાનું સ્વીકારો અથવા તો અર્ધું રાજ્ય લ્યો અને તમે પુત્રની સાથે કાશીમાં રહી રાજ્યનાં સુખ ભોગવો. ત્યારે મનોરમા એવું વચન સાંભળી કહેવા લાગ્યાં. કે હે રાજા, તમારૂં કલ્યાણ થાઓ. તમે તમારૂં રાજ્ય કરો અને અમને અમારા ઘર તરફ જવાની રજા આપો. મને ખાત્રી છે કે મારો પુત્ર અયોધ્યામાં રહીને કોસલ દેશનું રાજ્ય કરશે. શ્રી ભુવનેશ્વરીનું ચિંતન કરતી એવી મને હે રાજા, કોઈપણ જાતની ચિંતા કે ભય થાતો નથી.

પ્રાતઃકાળ થયો ત્યારે સવારે બ્રાહ્મ મુહૂર્તમાં જાગેલા રાજાઓને સુદર્શન સાથે શશિકળાનો થઈ ગયેલો વિવાહ જાણવામાં આવતાં અને વાજાં, પડઘમ વગેરે વાજિંત્રો તથા શંખ અને મૃદંગ વગેરેના શબ્દો સાંભળી ક્રોધથી ઘેરાયેલા રાજાઓ પરસ્પર કહેવા લાગ્યા કે વાજિંત્રોના, ગીતના અને વેદધ્વનિના શબ્દો સાંભળો. નક્કી સુબાહુ રાજાએ આપણને ખોટાં વચનથી છેતરીને સુદર્શન સાથે પોતાની પુત્રીનું કન્યાદાન આપી લગ્ન કરી નાખ્યાં છે. ॥૫૪–૬૪॥

मातर्नृपाः समधिगम्य कृतं विवाहं रोषान्विता नगरबाह्यगतास्तथोचुः ॥
शृण्वन्तु तुर्यनिनदान्किल वाद्यमानान् शंखस्वनानभिभवन्ति मृदंगशब्दाः ॥६३॥
गीतध्वनिं स विविधं निगमस्वनं च मन्यामहे नृपतिनात्र कृतो विवाहः ॥
अस्मान्मतार्यं वचनैर्विधिवच्चकार वैवाहिकेन विधिना करपीडनं च ॥६४॥
अद्यैव तं नृपकलंकधरं च हत्वा बालं तथैव किल तं न विवाहयोग्यं ॥
एवं वदत्सु नृपतिष्वथ कन्यकायाः कृत्वा विवाहविधिमप्रतिमप्रभावः ॥
भूपान्निमन्त्रयितुमाशु जगाम राजा काशीपतिः स्वसुहृद्भिरतिप्रभावैः ॥६५॥

आगच्छन्तं नृपं दृष्ट्वा नृपाः काशीपतिं तदा ॥ नोचुः किंचिदतिक्रोधान्मौनमाधाय संस्थिताः ॥६६॥
स गत्वा प्रणिपत्याथ कृतांजलिरभाषत ॥ कन्ययासौ वृतो भूपः किं करोमि हिताहितं ॥६७॥
भवद्भिस्तु शमः कार्यो महान्तो हि दयालवः ॥ आगन्तव्यं नृपैः सर्वैर्भोजनार्थं गृहे मम ॥६८॥
तन्निशम्य वचस्तस्य नृपाः क्रोधपरिप्लुताः ॥ प्रत्यूचुर्युक्तमस्माभिः स्वगृहे गमनं प्रति ॥६९॥
विहितं सम्यगातिथ्यं भुक्तं पीतं सुसत्कृतं ॥ त्वन्मुखं न दिदृक्षामः प्रतिगच्छ स्वमालयं ॥७०॥
सुबाहुरपि तच्छ्रुत्वा जगाम शंकितो गृहम् ॥ किं करिष्यन्ति संविग्नाः क्रोधयुक्ता नृपोत्तमाः ॥७१॥
गते तस्मिन्महीपालाश्चक्रुश्च समयं पुनः ॥ रुद्ध्वा मार्गं ग्रहीष्यामः कन्यां हत्वा सुदर्शनं ॥७२॥
केचनोचुः किमस्माकं हितं तेन हतेन वै ॥ दृष्टं तु कौतुकं सर्वं गमिष्यामो यथागतं ॥
इत्युक्त्वा च गताः केचित् स्थिता द्रष्टुं च कौतुकं ॥ युधाजित्पक्षगाः केचित् मार्गमाक्रम्य संस्थिताः ॥७३॥

इतीश्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्र्यां संहितायां
सुदर्शन चरित्रे शशिकलाविवाहवर्णनं नाम अष्टमोऽध्यायः ॥ ८ ॥

॥१०४॥

આજેજ એ રાજાઓમાં કલંક સરખા એવા સુબાહુને, એ કન્યાને પરણવાને લાયક નહીં એવા બાળક સુદર્શનને આપણે મારી નાખશું. એમ રાજાઓ પરસ્પર વિવાદ કરતા હતા ત્યાં રાજાઓને આમંત્રણ આપવા માટે પોતાના આપ્તવર્ગ સાથે કાશીપતિ સુબાહુ રાજા તેઓની સન્મુખ આવ્યા. તેને આવતા જોઈને ક્રોધથી ઘેરાયેલા એ બધા કાંઈ પણ બોલ્યા નહીં. સુબાહુ ત્યાં આવી પ્રણામ કરી, હાથ જોડી કહેવા લાગ્યા હે રાજકર્તાઓ, મારી કન્યાને ઘણું સમજાવ્યા છતાં હિતાહિતનો વિચાર કર્યા વિના તેણે સુદર્શન સાથે લગ્ન કર્યાં એમાં હું કાંઇપણ કરી શકું તેમ ન હતો.

આપ બધાયે શાંતિ રાખવી જોઈએ. કારણ કે આપ સૌ દયાળુ છો. મારે ત્યાં આવી આજે આપ બધાએ ભોજન લેવું એવી મારી પ્રાર્થના છે. એવું વચન સાંભળી ક્રોધથી ઘેરાયેલા રાજાઓ કહેવા લાગ્યા કે હે રાજા, પોતપોતાને ઘેર ચાલ્યું જવાનું તમારૂં કહેવું સાચું છે. તમે અમારી ઘણી મેમાનગતિ કરી. અમે ખુબ ખાધું પીધું અને સત્કાર પામ્યા. હવે ભલા થઇ જેમ આવ્યા તેમ પાછા તમારે ઘેર જાઓ અમે તમારૂં મોઢું પણ જોવા માગતા નથી. સુબાહુ રાજા તે સાંભળીને પોતાના રાજદરબારમાં ગયા અને ક્રોધથી ઘેરાયેલા રાજાઓ શું કરશે તેની ચિંતામાં પડયા.

તે ગયા પછી રાજાઓ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે આપણે આ નગરીના બધા માર્ગો રોકી કન્યાને લઈ લેવી અને સુદર્શનને હણી નાખવો. કેટલાક રાજાઓ કહેવા લાગ્યા કે તેને હણવાથી આપણને શું લાભ છે ? આપણે કદી જોયુ નહોતું એવું આ કોતુક જોયું; હવે આપણે જેમ આવ્યા હતા તેમ પોતપોતાને ઘેર ચાલ્યા જવું જોઈએ. એમ કહી કેટલાક રાજાઓ ચાલ્યા ગયા કેટલાક એ કોતુક જોવા રોકાણા અને કેટલાક માર્ગ રોકી લડવા ઉભા રહ્યા ॥૬૩-૭૩॥

इतिश्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्यां संहितायां सुदर्शन चरित्रे शशिकला विवाहे राजविग्रहो नाम अष्टमोध्यायः ॥ ८ ॥

# अथ नवमोऽध्यायः ॥९॥ सुदर्शन कथा ॥

व्यास उवाच

एवं विवाहकार्याणि कृत्वा सर्वाणि पार्थिवः ॥ पारिबर्हं प्रदत्वाथ मंत्रयन् सचिवैः सह ॥ १ ॥
दूतैस्तु कथितं श्रुत्वा मार्गसंरोधनं कृत ॥ बभूव विमना राजा सुबाहुरमितद्युतिः ॥ २ ॥

सुदर्शन उवाच

सुदर्शनस्तदोवाच श्वशुरं सशितव्रतम् ॥ अस्मान्विसर्जयाशु त्वं भारद्वाजाश्रमं प्रति ॥ ३ ॥
नृपेभ्यश्च भयं किंचिन्न कर्तव्यं त्वयानघ ॥ मे करिष्यति साहाय्यं माता श्री भुवनेश्वरी ॥ ४ ॥

व्यास उवाच ॥

जामातुर्निश्चयं बुध्वा विससर्ज गतश्च स ॥ बलेन महताविष्टो काशीपतिर्यथावनु ॥ ५ ॥
रथे परिवृत शूरः सदारो रथसंस्थितः ॥ गच्छन् ददर्श सैन्यानि नृपाणां रघुनंदनः ॥
जजापैकाक्षरं मंत्रं कामराजमनुत्तमम् ॥ ६ ॥
तत सर्वे महीपालाः कृत्वा कोलाहलं तदा ॥ उत्थिता सैन्यसंयुक्ता हर्तुकामास्तु कन्यकां ॥ ७ ॥
काशीराजस्तु तान्दृष्ट्वा हन्तुकामो बभूवह ॥ तत्रापि नेदुः शंखाश्च भेर्यश्चानकदुंदुभिः ॥ ८ ॥
सुबाहोश्च नृपाणां च परस्परं जिघांसवां ॥ शत्रुजित्संस्थितो युद्धे युधाजित्तत्सहायकः ॥ ९ ॥
केचिच्च प्रेक्षकास्तस्य सह्यानीके स्थिता भुवि ॥ युधाजिदग्रतो गत्वा सुदर्शनमुपस्थितः ॥१०॥
शत्रुजित्तेन सहितो हन्तुं भ्रातरमात्मनः ॥ परस्परं ते बाणौघैस्ततक्षुः क्रोधमूर्च्छिताः ॥११॥
काशीपतिस्तदा तूर्णं सैन्येन बहुना वृतः ॥ साहाय्यार्थं जगामाशु जामातरमनिन्दितं ॥१२॥
एवं प्रवृत्ते संग्रामे दारुणे लोमहर्षणे ॥ वृतं सुदर्शनं वीक्ष्य बहुभिः शत्रुसैनिकैः ॥
प्रादुर्बभूव सहसा देवी सिंहोपरिस्थिता ॥१३॥
नानायुधधरा रम्या वरभूषणभूषिता ॥ तां दृष्ट्वा तेऽथ भूपाला विस्मयं परमंगताः ॥१४॥
केयं सिंहसमारूढा कुतो वेति समुत्थिता ॥ सुदर्शनः सुबाहुश्च तामालोक्य वराननां ॥१५॥

## अध्याय ९ मो सुदर्शन कथा

व्यास उवाच ॥ વ્યાસ કહે છે એ પ્રમાણે વિવાહનાં કામ પૂરાં કરીને પોષાક અને દાયજો આપીને પ્રધાનો સાથે સલાહ કરીને સુબાહુ બેઠા છે ત્યાં દૂતોએ આવી કહ્યું કે બધા માર્ગ રાજાઓએ રોકેલા છે. ત્યારે સુબાહુ રાજા ઘણા ચિંતાતુર થઇ ગયા.

सुदर्शन उवाच ॥ સુદર્શન કહે છે ॥ પોતાના સાસરાને ચિંતાતુર થયેલા જોઇ સુદર્શન કહેવા લાગ્યો. હે રાજા, તમો અમને ભારદ્વાજ મુનિના આશ્રમે જવા માટે રજા આપો. અમારે માટે તમોએ કોઇપણ જાતની ચિંતા કે ભય રાખવાં નહીં. મને ખાત્રી છે કે શ્રી ભુવનેશ્વરી અમારી સહાયતા અને કલ્યાણ કરશે.

व्यास उवाच ॥ વ્યાસ કહે છે ॥ જમાઇનો એ પ્રમાણે નિશ્ચય જાણીને તેને આપેલા પોષાક કન્યાનો દાયજો અને રિયાસત સાથે રવાના કર્યો. તેની પછવાડે સુબાહુ રાજા પણ મોટું સૈન્ય લઇ નીકળ્યા રથોથી વીંટાયેલો, પોતાની સ્ત્રી સાથે રથમાં બેઠેલો સુદર્શન બહાર નીકળ્યો ત્યારે રાજાઓના વિશાળ સૈન્યોએ કાશી નગરીને ઘેરેલી તેણે જોઈ. તે વખતે તેણે ભગવતીના કામરાજ બીજનું સ્મરણ કર્યું.

ત્યારપછી બધા રાજાઓ મોટા પડકાર ને સિંહનાદ કરીને કન્યાનું હરણ કરવા માટે સૈન્યની સાથે તૈયાર થયા. કાશીરાજા પણ તેઓને જોઇ હણવા માટે તૈયાર થઇ ગયા. તે રણસંગ્રામમાં પરસ્પર હણવાને ઈચ્છતા સુબાહુ રાજા અને બીજા રાજાઓના લશ્કરમાં શંખ, પડઘમ, નગારાં અને ઢોલ વગેરેના નાદ થવા લાગ્યા. યુધાજિતની મદદ સાથે શત્રુજિત પણ લડાઇમાં સામો ઊભો રહ્યો. તે રણસંગ્રામમાં કેટલાક રાજાઓ તો પોતાના લશ્કર સાથે તટસ્થ રહીને પ્રેક્ષક તરીકે છેટા ઉભા જોતા હતા. યુધાજિતની મદદથી શત્રુજિત આગળ આવી પોતાના ભાઇને હણવા તૈયાર થયો ત્યારે એક બીજા ક્રોધાયમાન થઇ બાણોના વરસાદ વરસાવવા લાગ્યા. તરતજ કાશીપતિ સુબાહુ મોટા સૈન્યની સાથે પોતાના જમાઈની મદદમાં જ્યાં બને ભાઇ લડતા હતા ત્યાં આવી પહોંચ્યો અને ભયંકર લડાઈ કરવા લાગ્યો. એ પ્રમાણે રૂંવાડા ઊભાં થાય એવો દારુણ રણસંગ્રામ ચાલતો હતો ત્યારે મોટા લશ્કરથી ઘેરાયેલા પોતાના ભક્ત સુદર્શનને જાણી ત્યાં સિંહ ઉપર બેઠેલાં દેવી એકદમ પ્રગટ થયાં. ॥ ૧–૧૫ ॥

प्रणामं चक्रतुस्तस्या मुदितौ दर्शनेन च ॥ ननाद च तथा सिंहो गजाश्चस्ताश्चकंपिरे ॥१६॥
युधाजित्तु सुसंक्रुद्धस्तानुवाच महीपतीन् ॥ अवमन्य च नः सर्वान् बलहीनो बलाधिकान् ॥१७॥
कन्यां गृहीत्वा संयाति निघ्नन्तु कन्याकान्वितं ॥ किं भीताः कामिनीं वीक्ष्य सिंहस्योपरि संस्थितां ॥१८॥
इत्युक्त्वा सैन्यसंयुक्तः शत्रुजित्सहितस्तदा ॥ मुमोच विशिखांस्तूर्णं युधाजिच्च शिलाशितान् ॥१९॥
सुदर्शनस्तु तान्बाणैश्चिच्छेदापततः क्षणात् ॥ अभवद् दारुणं युद्धमेकेन बहुभिस्तदा ॥२०॥
एवं युद्धे प्रवृत्ते तु चुकोप चंडिका भृशं ॥ दुर्गा देवी मुमोचाथ बाणान्युधाजितं प्रति ॥
नानारूपा तदा जाता नानाशस्त्रधराः शिवाः ॥२१॥
अभवत्तुमुलं युद्धं क्षत्रियाणां विनाशकृत् ॥ शत्रुजिन्निहतस्तत्र युधाजिदपि पार्थिवः ॥२२॥
पतितौ तौ रथोपस्थात् हाहाकारो महानभूत् ॥ विस्मयं परमं प्राप्ता भूपाः सर्वे विलोक्य तान् ॥२३॥
मृतं सभागिनेयं तं युधाजितमवेक्ष्य ते ॥ भयार्ता दुद्रुवुर्भूपाः केचिद्दर्शनकांक्षिणः ॥
स्थिताः सांजलयस्तत्र वर्णयन्तः सुदर्शन ॥ प्रीतः सुबाहुस्तुष्टाव दुर्गां दुर्गार्तिनाशिनीं ॥२४॥
नमः शिवायै शान्त्यै ते विद्यायै मोक्षदे नमः ॥ विश्वव्याप्त्यै जगन्मातर्जगद्धात्र्यै नमः शिवे ॥२५॥

नाहं गतिं तव धिया परिचिन्तयन्वै जानामि देवि सगुणः किल निर्गुणायाः ॥
किं स्तौमि विश्वजननि प्रकटप्रभावां भक्तार्तिनाशनपरां परमां च शक्तिं ॥२६॥
ब्रह्मा हरश्च हरिरप्यनिशं स्तुवंतो नान्तं गताः सुरवराः किल ते गुणानां ॥
क्वाहं विभेदमतिरेव गुणैर्वृतो वै वक्तुं क्षमस्तव चरित्रमहोल्पबुद्धिः ॥२७॥
सत्संगतिः कथमहो न करोति कामं प्रासंगिकापि विहिता खलु चित्तशुद्धिः ॥
जामातुरस्य विहितेन समागमेन प्राप्तं मयाऽद्भुतमिदं तव दर्शनं वै ॥२८॥
ब्रह्मापि वांछति सदैव हरो हरिश्च सेन्द्राः सुराश्च मुनयो विदितार्थतत्त्वाः ॥
यद्दर्शनं जननि तेद्य मया दुरापं प्राप्तं विना शमदमादिसमाधिभिश्च ॥२९॥

વિવિધ પ્રકારનાં આયુધ ધારણ કરેલાં, સુંદર, રૂપાળાં એવાં દેવીને જોઈને બધા રાજાઓ વિસ્મય પામી ગયા. અને પરસ્પર કહેવા લાગ્યા કે સિંહ ઉપર બેઠેલી આ કોણ છે અને ક્યાંથી આવી? ત્યારે સુદર્શન અને સુબાહુ રાજા સુંદર મુખવાળાં એવાં ભગવતીનાં દર્શનથી હર્ષ પામી એને પ્રણામ કર્યાં. એ વખતે સિંહની ગર્જનાથી હાથીઓ કંપવા લાગ્યા. ક્રોધાયમાન થયેલો યુધાજિત બધા રાજાઓને કહેવા લાગ્યો કે હે રાજાઓ આ નિર્બળ એવો સુદર્શન બળવાન એવા આપણા બધાયનું અપમાન કરી કન્યાને લઇ જાય છે માટે એને કન્યાની સાથે હણો. સિંહ ઉપર બેઠેલી આ સ્ત્રીથી ભય શા માટે પામો છો? એમ કહી યુધાજિત તેનું સૈન્ય અને શત્રુજિત બધાએ તીક્ષ્ણ બાણો સુદર્શન ઉપર ફેંકવા માંડયાં. ત્યારે સુદર્શન પણ ક્ષણવારમાં તેને પોતાના બાણોથી કાપી નાખવા લાગ્યો.

એ પ્રમાણે યુદ્ધ ચાલતું હતું. ત્યારે પોતાના ભક્તને ઘણા શત્રુઓથી ઘેરાયેલો જોઈને દેવીને ક્રોધ ચડયો. અને પોતે યુધાજિતની સામે બાણ ફેંકયાં. એ બાણમાંથી વિવિધ પ્રકારનાં રૂપવાળી અને વિવિધ શસ્ત્રાસ્ત્ર ધારણ કરેલી એવી અનેક દુર્ગાઓ નિકળી. તેઓ સાથે ક્ષત્રિઓનો વિનાશ કરનારૂં ભયંકર યુદ્ધ થવા માંડયું. એ દુર્ગાઓએ યુધાજિત અને શત્રુજીતને હણ્યા અને તેઓ રથ ઉપરથી નીચે પડયા ત્યારે મોટો હાહાકાર થઈ ગયો. બધા રાજાઓ એ જોઈને આશ્ચર્ય પામ્યા. તે વખતે બાણેજ શત્રુજિત સાથે હણાયેલા યુધાજિતને જોઈ સુબાહુ રાજા ભગવતીની સ્તુતિ કરવા લાગ્યા.

શિવારૂપ, શાંતિરૂપ, વિદ્યારૂપ, એવાં હે ભગવતી તમને હું પ્રણામ કરૂં છું. વિશ્વમાં વ્યાપેલાં, જગતનું પોષણ કરનારાં એવાં હે જગદંબા હું તમને પ્રણામ કરૂં છું. હે દેવી, આપ તો, નિર્ગુણ છો, તેને સગુણ એવો હું કેવી રીતે ઓળખી શકું. ભક્તોના કષ્ટ વખતે તેની વારે ચડનારાં પરમ શક્તિરૂપ અને પ્રકટ પ્રભાવવાળાં હે વિશ્વજનની હું તમારી કેવી રીતે સ્તુતિ કરી શકું.

બ્રહ્મા, મહાદેવ અને વિષ્ણુ તથા દેવતાઓ હંમેશાં તમારી સ્તુતિ કરતાં છતાં તમારા ગુણના પારને પામતા નથી તો હે મા, રજોગુણ, તમોગુણ અને સત્વગુણથી વીંટાયેલો અને ભેદ બુદ્ધિવાળો અલ્પબુદ્ધિ હું તમારાં ચરિત્રને કઈ રીતે વર્ણવી શકું? ॥૧૯–૨૭॥ —

किं वर्णयामि तव देवि दयां चरित्रं क्काहं सुमंदमतिराशु तवावलोकं ॥
शत्रू हतौ सुबलिनौ तरसा त्वयाद्य संरक्षितोयमधुना ध्रुवसंधिसूनुः ॥३०॥
त्वद्दर्शनादहमहो सुकृती कृतार्थो जातोस्मि देवि भुवनेश्वरि धन्यजन्मा ॥
शक्तास्ति जन्ममरणादिभयान्विहन्तुं ज्ञातस्तवाद्य महिमा प्रकटप्रभावः ॥३१॥

व्यास उवाच ॥
एवं स्तुता तदा देवी प्रसन्नवदना शिवा ॥ उवाच तं नृपं देवी वरं वरय सुव्रत ॥३२॥

सुबाहुरुवाच
एकतो देवलोकस्य राज्यं भूमण्डलस्य च ॥ एकतो दर्शनं मातस्तव तुल्यं न कर्हिचित् ॥३३॥
तथापीच्छाम्यहं मातर्याचितुं वांछितं वरं ॥ तव भक्तिः सदा मेस्तु निश्चला ह्यनपायिनी ॥३४॥
नगरेत्र त्वया मातः स्थातव्यं मम सर्वदा ॥ दुर्गा देवीति नाम्ना वै त्वं शक्तिरिह संस्थिता ॥३५॥
यथा सुदर्शनस्त्रातो रिपुसंघादनामयः ॥ तथा रक्षा प्रकर्तव्या वाराणस्यास्त्वयाम्बिके ॥३६॥
यावत्पुरी भवेद् भूमौ सुप्रतिष्ठा सुसंस्थिता ॥ तावत्त्वयात्र स्थातव्यं दुर्गे देवि कृपानिधे ॥३७॥

दुर्गोवाच ॥
राजन्सदा निवासो मे मुक्तिपुर्यां भविष्यति ॥ रक्षार्थं सर्वलोकानां यावत्तिष्ठति मेदिनी ॥३८॥
अथो सुदर्शनस्तत्र पतितो चरणाम्बुजे ॥ सांजलिः परया भक्त्या तुष्टाव जगदंबिकां ॥३९॥
अहो कृपा ते कथयाम्यहं किं त्रातस्त्वया यत्किल भक्तिहीनः ॥
भक्तानुकंपी सकलोजनोस्ति वियुक्तभक्तेरवनं व्रतं ते ॥४०॥
करोमि मातः किमथात्र मूढः क्व वा व्रजामीत्यनुमोदयाशु ॥
कार्ये विमूढोस्मि तवाज्ञयाऽहं गच्छामि तिष्ठे विहरामि मातः ॥४१॥

॥११०॥

અહો સત્પુરુષોનો સમાગમ પ્રસંગવશાત થયો હોય તોપણ ચિત્તને શુદ્ધ કરે છે. આ મારા જમાઇના સમાગમથી મને દેવતાઓને દુર્લભ એવું તમારૂં દર્શન થયું. બ્રહ્મા, શંકર, વિષ્ણુ, ઇન્દ્રાદિ દેવતાઓ અને તત્ત્વાર્થને જાણનારા એવા મુનિઓ હે મા, તમારા દર્શનની ઈચ્છા રાખે છે. મોટા તપથી પ્રાપ્ત થનારૂં તમારૂં દર્શન શમ, દમ, સમાધિ કે તપશ્ચર્યા વિના મને આજે પ્રાપ્ત થયું. હે દેવી, તમારા ચરિત્રનું હું શું વર્ણન કરૂં? તમે આજે ક્ષણમાત્રમાં બળવાન શત્રુઓને હણી નાખ્યા અને ધ્રુવસંધિના પુત્રનું રક્ષણ કર્યું. આપના દર્શનથી મારા બધા મનોરથ પૂરા થયા છે અને હે ભુવનેશ્વરી આજે મારો જન્મ ધન્ય થયો છે. તમે જન્મ મરણાદિ વિકારોને મટાડવા સમર્થ છો તમારો પ્રગટ મહિમા મેં આજે જાણ્યો.

વ્યાસ ઉવાચ ॥ વ્યાસ કહે છે એ પ્રમાણે સુબાહુની સ્તુતિ સાંભળીને પ્રસન્ન મુખવાળા ભગવતી કહેવા લાગ્યાં. હે રાજા તારી ઈચ્છા પ્રમાણે વરદાન માગ્ય.

સુબાહુ ઉવાચ ॥ સુબાહુ કહે છે. હે મા, એક બાજુ ભૂમંડળનું અને દેવલોકનું રાજ્ય અને બીજી બાજુ તમારૂં દર્શન મૂકીએ તો પણ તમારા દર્શનની બરોબર એ થાય નહિ. તો પણ હે માતા, હું તમારી પાસે વરદાન માગુ છું કે કોઈપણ જન્મમાં નાશ ન પામે એવી તમારી અચળ ભક્તિ મને પ્રાપ્ત થાય અને તમે મારી આ કાશીનગરીમાં વસીને દુર્ગા દેવી એ નામે શક્તિરૂપે અહીં રહો. જેવી રીતે તમે શત્રુઓના સમૂહનો નાશ કરીને સુદર્શનની રક્ષા કરી તેવી રીતે તમે આ વારાણસી (કાશી)ની રક્ષા કરો. જ્યાંસુધી પૃથ્વીમાં આ નગરી રહે ત્યાંસુધી તમોએ અહીં રહેવું એવી મારી પ્રાર્થના છે.॥૨૭-૩૭॥

व्यास उवाच ॥ गच्छायोध्यां महाभाग कुरु राज्यं कुलोचितं ॥४२॥
तं तथा प्रार्थयन्तं तु देवी प्राह दयान्विता ॥ शं विधास्याम्यहं नित्यं राज्ये ते नृपसत्तम ॥४३॥
स्मरणीया सदा पुत्र पूजनीया प्रयत्नतः ॥ मम पूजा प्रकर्तव्या बलिदानविधानतः ॥४४॥
अष्टम्यां च चतुर्दश्यां नवम्यां पर्वणीदिने ॥ नवरात्रे महापूजा पुत्र कार्या विशेषतः ॥४५॥
माघे चैत्रे तथाऽऽषाढेऽश्विने कार्यो ध्रुवं मखः ॥

व्यास उवाच नता सुदर्शनेनाथ सपत्नीकेन पूजिता ॥
इत्युक्त्वान्तर्हिता दुर्गा देवी श्री भुवनेश्वरी ॥ स्तुता मनोरमादेव्या भूपालैरन्यमानवैः ॥४६॥
प्रणेमुस्तं समागम्य यथा शक्रं सुरास्तथा ॥४७॥
अन्तर्हितां शिवां दृष्ट्वा राजानः सर्वे एव ते ॥ ऊचुः सर्वे महीपाला अयोध्याधिपतिं तदा ॥४८॥
सुबाहुरपि तं नत्वा स्थितश्चाग्रे मुदान्वितः ॥ कुरु राज्यमयोध्यायां पालयास्मान्नृपोत्तम ॥४९॥
त्वमस्माकं प्रभुः शास्ता सेवकास्ते वयं सदा ॥ धन्यस्त्वं कृतकृत्योसि बहुपुण्यो धरातले ॥५०॥
त्वत्प्रसादान्महाराज दृष्टा विश्वेश्वरी शिवा ॥ भव त्वं नोऽत्र संसारे साधवोत्तिदयापरा ॥५१॥
केयं शक्तिः कुतो जाता किंप्रभावा वदस्व तत् ॥ तत्सर्वं श्रोतुमिच्छामस्त्वं ब्रूहि नृवरोत्तम ॥५२॥
यत्प्रभावा च सा देवी यत्स्वरूपा यदुद्भवा ॥ कथं ज्ञाता त्वया देवी परमा शक्तिरुत्तमा ॥५३॥
बाल एव वनं प्राप्तस्त्वं तु नूनं भयातुरः ॥

सुदर्शन उवाच
किं ब्रवीमि महीपाला देव्याश्चरितमुत्तमं ॥ ब्रह्मादयोऽपि सेशाश्च न जानन्ति सुरासुराः ॥५४॥
सर्वस्याद्या महालक्ष्मीर्वरेण्या भुवनेश्वरी ॥ सात्त्विकी राजसी चैव तामसी त्रिगुणा मता ॥५५॥
निर्गुणा सर्वथा ज्ञातुं अशक्या योगिभिर्नृपाः ॥ सगुणा सुखसेव्या सा चिंतनीया सदा जनैः ॥५६॥

॥११२॥

દુર્ગા ઉવાચ ॥ દુર્ગા કહે છે. ॥ હે રાજા, આ મુક્તિપુરીરૂપ કાશીમાં પ્રજાના રક્ષણ માટે જ્યાંસુધી પૃથ્વી રહેશે ત્યાંસુધી હું હમેશાં રહીશ. ત્યારપછી દેવીના પગમાં પડેલો એવો સુદર્શન બે હાથ જોડી ભક્તિથી જગદંબાની સ્તુતિ કરવા લાગ્યો હે મા તમારી કૃપાનું વર્ણન હું શું કરૂ ? ભક્તિહીન એવા તમારા આ સેવકનું તમે રક્ષણ કર્યું ભક્તિ રાખનારા ઉપર તો બધાં પ્રીતી રાખે છે પણ મારા જેવા અભક્તનું રક્ષણ કરવું એ તમારો નિયમ છે હે મા, હું તમારી સ્તુતિ કરવા સમર્થ નથી. જેનો દેવતાઓ પણ પાર પામી શક્યા નથી. કેવળ તમારે શરણે તમારા ચરણમા મને સદા રાખો એટલુંજ કહુ છું. હે મા હવે મારે ક્યાં જાવુ અને શુ કરવુ એ માટે આપ આજ્ઞા આપો. તમે કહો ત્યાં જાઉ અને તમારી સેવા કરી શકું ॥૩૮–૪૧॥

વ્યાસ ઉવાચ ॥ વ્યાસ કહે છે

એ પ્રમાણે પ્રાર્થના કરતા સુદર્શનને દયાળુ દેવી કહેવા લાગ્યાં. હે પુત્ર, તું અયોધ્યામાં જઈ વંશપરંપરાની પ્રણાલિકા પ્રમાણે રાજ્ય કર. ત્યાં હમેશાં તુ મારૂ સ્મરણ અને પૂજન કરજે ॥ હે રાજા તારા રાજ્યમાં હુ હમેશાં તારૂ કલ્યાણ કરીશ । આઠમ નોમ ચૌદશ અને તેવારના ઉત્સવને દિવસે જપ હોમ અને બલિદાન સાથે મારી પૂજા કરવી ॥ માઘ ચૈત્ર અસાડનાં નવરાત્રોમાં તથા આસુ મહિનાના નવરાત્રમા તો જરૂર મારો મોટો યજ્ઞ મહોત્સવ કરવો અને મહાપૂજા કરવી. ॥૪૨–૪૫॥

વ્યાસ ઉવાચ ॥ વ્યાસ કહે છે

સુદર્શન, તેની રાણી શશિકળા તેની માતા મનોરમા અને બીજા રાજાઓ જેના પગમા પડ્યાં છે એવાં શ્રી ભુવનેશ્વરી દુર્ગા દેવી ઉપર પ્રમાણે કહી અંતર્ધ્યાન થઈ ગયાં ॥ જગદંબાને અંતર્ધ્યાન થયેલાં જોઈ દેવતાઓ ઈંદ્રને પ્રણામ કરી ઉભા રહે તેમ બધા રાજાઓ, હર્ષથી સુદર્શન આગળ ઉભા રહી નમ્રતાથી અયોધ્યાના મહારાજા સુદર્શનને કહેવા લાગ્યા ॥ રાજાઓમાં ઉત્તમ એવા હે ચક્રવર્તી રાજા, તમે અમારા શાસન કર્તા ચક્રવર્તી સમ્રાટ છો. અમે બધા તમારા સેવક ખંડિયા રાજાઓ છીયે અમારા સમ્રાટ તરીકે તમે અયોધ્યામાં રાજ્ય કરો. તમારી કૃપાથી અમને જગદંબાના દર્શન થયાં તમે આ પૃથ્વી ઉપર મહાપુણ્યશાળી, કૃતકૃત્ય અને ધન્ય છો ॥ આ ભગવતી શક્તિ ક્યાંથી આવ્યાં ? એનો શુ પ્રભાવ છે ? જગદંબાની ઉત્પત્તિ પ્રભાવ વગેરે અમને કહો આ સંસારરૂપી સમુદ્રમાં તમે અમોને તારનારા વહાણ રૂપ છો. ભગવતીના ભક્તો દયાળુ હોય છે, અમે આ બધુ સાંભળવાં ઈચ્છીએ છીએ. ॥૪૬–૫૩॥

॥૧૧૩॥

॥ स्मरामि प्रजपन्नित्यं कामबीजाभिधं नृपाः ॥५७॥

बालभावान्मया प्राप्तं बीजं देव्याश्च सिद्धिदं ॥ स्मरामि तां दिवारात्रं भक्त्या परमया परां ॥५८॥

ऋषिभिश्चार्पिता दीक्षा मया ज्ञाताम्बिका ततः ॥

व्यास उवाच ॥

तन्निशम्य वचस्तस्य राजानो भक्तितत्पराः ॥ तां नत्वा परमां शक्तिं निर्ययुः स्वगृहान्प्रति ॥५९॥

सुबाहुरगमत्काश्यां समापृच्छ्य सुदर्शनं ॥ सुदर्शनोपि धर्मात्मा निर्जगाम स्वकोशलान् ॥६०॥

मन्त्रिणस्तु नृपं श्रुत्वा हतं शत्रुजितं मृधे ॥ मृतं युधाजितं प्रेमयुक्ताः सुदर्शनं प्रति ॥६१॥

आगच्छन्तं नृपं श्रुत्वा तं साकेतनिवासिनः ॥ उपायनान्युपादाय प्रययुः संमुखे जनाः ॥६२॥

तथा प्रकृतयो बाला नानोपायनपाणयः ॥ सस्त्रीकं स्वनृपं प्राप्तं दृष्ट्वा प्रमुदिताः स्त्रियः ॥६३॥

राजमार्गाः अयोध्याया चंदनोदकसेचिताः ॥ पताकातोरणैः पूर्णकुंभैः रम्याः समन्ततः ॥६४॥

सम्मान्य सर्वलोकांश्च ययौ राजा निवेशनं ॥ बंदिभिः स्तूयमानस्तु वर्धमानश्च मंत्रिभिः ॥

कन्याभिः कीर्यमाणश्च लाजैः सुमनसैस्तथा ॥६५॥

व्यास उवाच ॥

गत्वाऽयोध्यां नृपश्रेष्ठो पितुः स्थानं सुहृद्वृतः ॥ शत्रुजिन्मातरं प्राह प्रणम्य शोकसंकुलां ॥६६॥

मातर्न ते मया पुत्रः संग्रामे निहतः किल ॥ न पिता ते युधाजिच्च शपे ते चरणौ किल ॥६७॥

दुर्गया निहतौ संख्ये नापराधो ममात्र वै ॥ अवश्यं भाविभावे तु प्रतीकारो न विद्यते ॥६८॥

दासोस्मि तव भो मातर्यथा मम मनोरमा ॥ तथा त्वमपि धर्मज्ञे न भेदोस्ति मनागपि ॥६९॥

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभं ॥ तस्मान्न शोचितव्यं ते सुखे दुःखे कदाचन ॥७०॥

दैवाधीनमिदं सर्वं नात्माधीनं कदाचन ॥ न शोकेन तदात्मानं शोषयेन्मतिमान्नरः ॥७१॥

अहं वनगतो मातर्नाभवं दुःखमानसः ॥ चिन्तयन्स्वकृतं कर्म भोक्तव्यमिति वेद्मि च ॥७२॥

मृते मातामहे त्वेवं विधुरा जननी मम ॥ भयातुरा गृहीत्वा मां निर्ययौ गहनं वनं ॥७३॥

लुण्ठिता तस्करैर्मार्गे भारद्वाजाश्रमं गता ॥ मुनिभिर्मुनिपत्नीभिः पोषिता च फलादिभिः ॥७४॥

॥११४॥

તમે તો બાલ્યાવસ્થામાં જ ભયભીત થઇ વનમાં વસ્યાં હતા ત્યારે તમને પરા શક્તિ ભગવતીનું જ્ઞાન કેવી રીતે થયું. ॥

સુદર્શન ઉવાચ ॥ સુદર્શન કહે છે.

હે રાજકર્તાઓ, જગદંબાનું ચરિત્ર હું તમને કઈ રીતે કહી શકું ? બ્રહ્માદિ દેવતાઓ પણ તે જાણી શકતા નથી ॥ ચૌદ બ્રહ્માંડની આદ્યશક્તિ એવી શ્રી મહાલક્ષ્મી ભુવનેશ્વરી, સત્વગુણી સાત્વિકી, રજોગુણી રાજસી અને તમોગુણી તામસી એમ ત્રણ ગુણવાળી કહેવાય છે ॥ છતાં તે જગદંબા નિર્ગુણ છે. સત્વ રજ તમ ત્રણે ગુણથી પર છે. તેને યોગી પુરુષો પણ જાણી શકતા નથી. ॥ મનુષ્યોએ સગુણ જગદંબાની સુખપૂર્વક ભક્તિ સેવા કરવી. ॥ બાલ્યાવસ્થામાં અજાણતાં મને દેવીનું સિદ્ધિ આપનારું કામ બીજ પ્રાપ્ત થયું હતું. જે હું હમેશાં જપું છું. ઋષિઓએ મને વિધિવત દીક્ષા આપ્યા પછી મેં ભગવતીને બરાબર ઓળખ્યાં ત્યારથી રાત દિવસ ભક્તિ સાથે પરા ભગવતીનું સ્મરણ કરું છું ॥૫૪-૫૮॥

વ્યાસ ઉવાચ ॥ વ્યાસ કહે છે

સુદર્શન રાજાનું વચન સાંભળી ભક્તિપરાયણ રાજાઓ પરા શક્તિને પ્રણામ કરી પોતપોતાને સ્થાનકે રવાના થયા, ॥ સુબાહુ રાજા સુદર્શનની રજા લઈ કાશીમાં ગયા. અને સુદર્શન પણ પોતાની માતા તથા રાણી શશિકલા સાથે પોતાના કોશળ દેશમાં ગયા. ॥ અયોધ્યાના મંત્રીઓ પણ શત્રુજીતને અને યુધાજિતને રણ સંગ્રામમાં હણાયેલા સાંભળી સુદર્શન ઉપર પ્રેમભાવવાળા થઈ. મંત્રીઓ, પ્રજાનાં હજારો માણસો સાથે વિવિધ પ્રકારની ભેટ આપવાની વસ્તુઓ લઈ સુદર્શન રાજાને લેવા સામા ગયા વિવિધ પ્રકારના પોશાક અને ભેટ આપવાની વસ્તુઓ બાળકો સ્ત્રીઓ વૃદ્ધો, જુવાનો, રાણી સાથે આવતા પોતાના રાજાને હર્ષથી અર્પણ કરી ઘણા ખુશી થઈ ગયા.

તે વખતે અયોધ્યાના રાજમાર્ગો ઉપર ચંદનનાં પાણી છાંટયાં હતાં. ધ્વજ પતાકા તોરણ અને પાણીથી ભરેલાં કળશોથી ચારેકોર કન્યાઓના સમૂહ શોભતા હતા ॥ બધી પ્રજાને માન આપી રાજા પોતાના મહેલમાં ગયા ત્યારે બંદિજનો સ્તુતિ કરતા હતાં. મંત્રિઓ પ્રણામ કરતા હતાં અને કન્યાઓ પુષ્પો અને ચોખાથી વધાવતી હતી. ॥૫૭-૬૫॥

इन्तुं मामागतो राजा कृपिणा च निवारितः ॥ न वैरं न च मात्सर्यं मम चित्ते तथाप्यभूत् ॥७५॥
मानुष्यं दुर्लभं मातः खण्डेस्मिन्भारते शुभे ॥ स्वर्गमोक्षप्रदं नृणां दुर्लभं चान्ययोनिषु ॥७६॥
इत्युक्ता सा तदा तेन लीलावत्यतिलज्जिता ॥ पुत्रशोकं परित्यज्य तमाहाश्रुविलोचना ॥७७॥
सापराधास्मि पुत्राहं कृता पित्रा युधाजिता ॥ हत्वा मातामहं तेन येन राज्यं हृतं तव ॥७८॥
नाहं वारयितुं शक्ता तदाहं पितरं मम ॥ तौ मृतौ स्वकृतेनैव कारणं त्वं तयोर्न च ॥७९॥
नाहं शोचामि तं पुत्रं सदा शोचामि तत्कृतं ॥ पुत्र त्वमसि कल्याण भगिनी मे मनोरमा ॥८०॥
न क्रोधो न च शोको मे त्वयि पुत्र मनागपि ॥ कुरु राज्यं महाभाग प्रजाः पालय सुव्रत ॥८१॥
भगवत्याः प्रसादेन प्राप्तमेतदकण्टकं ॥ तदाकर्ण्य नवो मातुर्नत्वा तां नृपनन्दनः ॥८२॥
जगाम भुवनं रम्यं यत्र पूर्वं मनोरमा ॥ प्रजाभिरभिषिक्तोसौ राज्यं चक्रेथ धर्मतः ॥८३॥
सिंहासनं तथा हैमं कारयित्वा मनोहरं ॥ स्थापयित्वासने देवीं धर्मार्थकाममोक्षदां ॥८४॥
राज्यं पश्चात्करिष्यामि यथा रामादिभिः कृतं ॥ इत्युक्ताः कारयामासुः प्रासादं मंत्रिणस्तदा ॥८५॥
शिल्पिभिः प्रतिमां रम्यां कारयित्वा शुभेहनि ॥ द्विजानाहूय वेदज्ञान् स्थापयामास भूपतिः ॥८६॥
हवनं विधिवत्कृत्वा पूजयित्वाऽथ देवतां ॥ प्रासादे प्रतिमान् देव्याः स्थापयामास भूमिपः ॥८७॥
प्रतिष्ठाप्य शिवां देवीं विधिवद्वेदवादिभिः ॥ पूजां नानाविधां राजा चकार विधिना सदा ॥८८॥
राज्यं चक्रे नृपः सर्वसामंतकान्नृपानथ ॥ वशे चक्रेऽथ धर्मिष्ठान् सद्धर्मविजयी नृपः ॥८९॥
ग्रामे ग्रामे च प्रासादांश्चक्रुः सर्वे जनाधिपाः ॥ देव्याः पूजा तदा प्रीत्या कोसलेषु प्रवर्तिता ॥९०॥
सुबाहुरपि काश्यां तु दुर्गायाः प्रतिमां शुभां ॥ प्रासादं कारयित्वा च स्थापयामास भक्तितः ॥९१॥
सत्र भारते खडे सर्ववर्णेषु सर्वथा ॥ सर्वेषां भजनीयाभूद् देवी श्री भुवनेश्वरी ॥९२॥
दुर्गा नाम्ना प्रसिद्धा भत्तद्वंशे कुलदेवता ॥ वर्णाश्रमेषु धर्मेषु गताः प्रकृतयो नृपाः ॥९३॥

इतीश्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्र्यां संहितायां सुदर्शनचरित्रे सुदर्शनराज्याभिषेको नाम नवमोध्यायः ॥९॥ इति श्री भुवनेश्वरी कथा संपूर्णा ॥

व्यास उवाच ॥ વ્યાસ કહે છે

સ્નેહીઓથી વીંટાયેલા સુદર્શન રાજા અયોધ્યામાં પિતાના મહેલમાં ગયા. ત્યાં શોકથી વિહ્વળ થયેલી શત્રુજીતની માતાને પ્રણામ કરી કહેવા લાગ્યા ॥ હે માતા તમારા ચરણના સોગન ખાઇને કહું છુ કે તમારા પુત્રને તથા તમારા પિતાને રણસંગ્રામમાં મેં માર્યા નથી.

દુર્ગા દેવીયે બન્નેને હણ્યા છે. તેમાં મારો લેશ પણ અપરાધ નથી. અવશ્ય બનવાનું હોય છે તે મિથ્યા થાતું નથી ॥ હે માતા, હું તમારો દાસ છું જેવી મનોરમા માતા છે તેવાંજ તમને હું ગણું છું. હું બેમાંથી એકેયને ન્યૂનાધિક માનતો નથી ॥ દરેક મનુષ્યે પોતે કરેલ સારા નરસા કર્મનું ફળ અવશ્ય ભોગવવું પડે છે માટે હે માતા સુખમાં કે દુઃખમાં તમારે ધીરજ રાખવી ॥ આ જગત આપણને આધીન નથી પણ દૈવાધીન છે. એમ સમજી સમજુ માણસે જીવને કષ્ટ આપવું નહી જોઈએ ॥ હે મા હું વગડામાં ગયો હતો તોપણ મેં એને દુઃખ માન્યું નહોતું. મારાં કોઇ પૂર્વજન્મનાં પાપ હશે તે મારે ભોગવવાં જોઇએ એમ હું માનતો હતો ॥ મારા માતામહ (નાના) વીરસેન આંહીજ હણાણા. નિરાધાર થયેલી ભયથી ગભરાઈ ગયેલી મારી વિધવા માતા મને લઈ ગહન વનમાં ચાલી નીકળી. રસ્તામાં ચોર લોકો અમને લુંટી ગયા. અમે ભારદ્વાજ મુનિને આશ્રમે પોંચ્યાં ત્યાં ઋષિઓયે અને ઋષિપત્નીઓએ અમને આશ્રો આપ્યો અમે કંદમૂળ ફળફળાદિ ખાઇ રહેતા. તમારા પિતા મને હણવા માટે ત્યાં આવ્યા પણ ભારદ્વાજ ઋષિયે પાછા વાળ્યા અને છેવટે આ પ્રસંગે બન્નેનું મૃત્યુ નિર્માણ હશે તે થયું. અમારા પર આટલા સસ્કાર થયા તોપણ મારા મનમાં વેર ઝેર કે અદેખાઇ કદી આવી નથી હે માતા આ ભરતખંડમાં મનુષ્યોનો અવતાર દુર્લભ છે કારણ આ ભૂમિમાં જન્મ પામેલા મનુષ્ય દેહથી સ્વર્ગ અને મોક્ષ મેળવી શકાય છે ॥ સુદર્શનનાં એવાં વચન સાંભળી શરમાઇ ગયેલી આંખ્યુમાં પાણી ચાલ્યાં જાય છે એવી લીલાવતી પુત્રનું દુઃખ ભુલી જઇ તેને કહેવા લાગી ॥ હે પુત્ર હું તારા વાંકમાં છુ તારા માતામહ (નાના)ને હણીને મારા પિતા યુધાજિતે તારૂં રાજ્ય આંચકી લીધું હતું. પણ હે પુત્ર હું તે વખતે મારા પિતાને અટકાવવા અશક્ત હતી. પણ તે બન્ને પોતાનાં કરેલાં કર્મે મરણ પામ્યા છે તેમાં તારો વાંક હું લેશ માત્ર પણ માનતી નથી ॥ હું પુત્રનો શોક કરતી નથી પણ એનાં કર્મોનું મને દુઃખ થાય છે. હવે તુજ મારો દિકરો છો અને મનોરમા મારી બેન છે ॥૬૬-૮૦॥

હે પુત્ર તારા ઉપર મને લેશ માત્ર પણ ક્રોધ કે શોક થાતો નથી. હે સાર્ગ્યશાળી પુત્ર તું સુખે રાજ્ય ભોગવ્ય અને પ્રજાનું પાલન કર ॥ ભગવતીની કૃપાથી તને આ નિષ્કંટક રાજ્ય મળ્યું છે. માતાનાં એ વચન સાંભળી તેને પ્રણામ કરી સુદર્શન રાજા પોતાની માતા મનોરમાને રાજમહેલે ગયા. પ્રજાયે તેનો વિધિ પ્રમાણે રાજ્યાભિષેક કર્યો અને પોતે ધર્મથી રાજ્ય કરવા લાગ્યા. સોનાનું સુંદર સિંહાસન કરાવી ધર્મ અર્થ કામ મોક્ષ આપનારાં દેવીની પ્રતિષ્ઠા કરી જેવી રીતે શ્રીરામચંદ્ર વગેરેયે પ્રજા ઉપર ધર્મથી રાજ્ય કર્યું હતું તેમ હું રાજ્ય કરીશ એમ કહ્યું. પ્રધાનોયે કારીગરો પાસે વિશાળ મંદિર ચણાવી દેવીની મૂર્તિ ઘડાવી વેદ ભણેલા બ્રાહ્મણો પાસે વિધિ પ્રમાણે સ્થાપના કરી ૮૧—૮૭॥

શાસ્ત્રવિધિ પ્રમાણે હોમ હવન વગેરે કરી દેવતાઓનું પૂજન કરી મોટા મંદિરમાં તેની પ્રતિષ્ઠા કરી ॥ પછી રાજા હંમેશાં વિધિ પ્રમાણે દેવીનું પૂજન અર્ચન આરાધન કરતા રાજ્ય કરવા લાગ્યા ॥ સર્વ સામંત રાજાઓને વશકરી તેઓને ધર્મમાં પ્રવર્તાવી ધર્મ રાજ્ય સ્થાપ્યુ. ॥ ખંડીયા રાજાઓ પણ ગામો ગામ દેવીનાં મંદિર કરાવી પૂજન અર્ચન કરવા લાગ્યા ॥ સુબાહુ રાજાયે પણ દેવીની સુંદર મૂર્તિ કરાવી વિશાળ મંદિરમાં પધરાવી પ્રતિષ્ઠા કરી. આખા ભરતખંડમાં બધા વર્ણની પ્રજા ચક્રવર્તી સુદર્શન રાજાને અનુસરી શ્રી ભુવનેશ્વરીને ભજવા લાગી. ॥ દુર્ગા દેવીના નામથી સુદર્શન રાજાના વંશમાં કુળદેવી તરીકે ભુવનેશ્વરી પ્રસિદ્ધ થયાં. સુદર્શન રાજાના રાજ્યઅમલમાં અને તેના વંશમાં બધી પ્રજા વર્ણાશ્રમ ધર્મમાં રહી સુખી થઈ અને આખી પૃથ્વીમાં શ્રી ભુવનેશ્વરીનો જયજયકાર થયો. બોલો શ્રી ભુવનેશ્વરી માતકી જય ૮૮–૯૩ ॥

इतिश्री भुवनेश्वरी कथायां अष्टादश साहस्र्यां संहितायां सुदर्शनचरित्रे सुदर्शनराज्याभिषेको नाम नवमोध्यायः ॥ ९ ॥ इतिश्री भुवनेश्वरी कथा संपूर्णा